

श्रीमद् बुद्धिसागरसूरि ग्रंथमाळा. ग्रंथांक १००

# भजन संग्रह.

## भाग ११



रचयिता.

शास्त्रविशारद योगनिष्ठ कविरत्न जैनाचार्य.

श्रीमद् बुद्धिसागर सूरीश्वर.



श्री साणन्दा सागरगच्छना संघनी आर्थिक सहायथी

छपावी प्रसिद्ध करनार,

श्री अध्यात्म ज्ञानप्रसारक मंडळ.

हा. वकील मोहनलाल हीमचंद.

पादरा.

प्रथमावृत्ति प्रति १२५०

वि. सं. १९८१ वीर सं. २४५१ सन १९२५

मूल्य. ०-१२-०

ગ્રંથ મળવાનું ઠેકાણું.

**વકીલ મોહનલાલ હીમચંદ પાદરા.**

**ગાંધી આત્મારામ ખેમચંદ સાણંદ.**

"પ્રજાહિતાર્થ મુદ્રાલય" પ્રેસમાં પટેલ સોમાભાઇ દલપતરામે

છાપ્યું. ઠે. શાહપુર નવીપોળ—અમદાવાદ.

# નિવેદન.

શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રકટ થતી **શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિ ગ્રંથમાળાના ૧૦૦ માં ગ્રંથાંક** તરીકે આ ભજન સંગ્રહ ભા ૧૧ મો પ્રસિદ્ધ કરી ભક્તિ રસીક વાચકોના કરકમળમાં સાદર કરતા અતિ આનંદ થાય છે

**સૂરીશ્વરજી** મહારાજે પોતાના અંતરાત્મામાં ઉભરાતા વૈરાગ્ય અધ્યાત્મજ્ઞાન તથા ત્યાગ તપ આદિ રસોથી પરિપૂરિત એવા ભજનના દશ ભાગો અત્યાર અગાઉ રચી જનસમાજ પાસે તે બોધાર્થે મૂકયા છે અને આ અગીઆરમો ભાગ પણ તેવોજ સદ્બોધ દાયક ઉંચા જ્ઞાનના લ્હાણા પીરસે એવો બન્યો છે ભજનપ્રિય ભક્તજનોને ભજન સંગ્રહ તો પ્રાણ સમાન લાગે છે, અને એ ભજનોમા જ્યા જ્ઞાન અને સ્વાનુભવનુ પ્રાધાન્ય હોવાથી તેને ગાનારને, સાંભળનારને આવતો આનંદ અનિર્વચનીયજ હોય છે. આ ભજનો પણ એવાજ આત્માના અનેરા આનંદપ્રદ છે એ વાંચકને શ્રોતાને હર્ષ સાથે પ્રદર્શિત કરવામાં આવે છે

પૂજ્ય આચાર્યશ્રીને આત્મસમાધિના યોગે જે જે સમયે જેવી જેવી ભાવનાઓ પ્રકટી તેના પ્રતિબિંબરૂપ આ છપાવેલા પદો છે જેમ સાબુ અને જલથી વસ્ત્રની શુદ્ધિ થાય છે તેમ અધ્યાત્મજ્ઞાન ધ્યાનયોગનાં ભજનોથી આત્માની શુદ્ધિ થાય છે આત્મજ્ઞાનના ઉચ્ચ વિચારોના ભજનોની રમણતાથી આત્મા ઉચ્ચ બને છે જુદા જુદા વિષયપરત્વે જુદીજુદી દૃષ્ટિબિન્દુથી રચેલાં પદો તે તે વિષયપરત્વે ઘણાંજ ઉપયોગી છે **ગુરૂશ્રીના ભજનો ગુર્જરભૂમિમાં** જ્યાં ત્યાં પ્રેમભાવથી ઠેરઠેર વંચાય છે તેમના રચેલાં ભજનો વિશાળ ભાવથી અનુભવગમ્ય સર્વને રૂચે તેવા ભાવોથી ભરપૂર છે. ભજન પ્રિય પ્રેમી બંધુઓ, ગુરૂશ્રીના ભજનો સ્થિરચિત્તથી વાચશે અને

તેનું રહસ્ય વિચારશે તોજ તે પોતાનું શ્રેય સાધી શકશે. અત્યાર સુધીના પ્રકટ થયેલાં ભાગો પૈકી કેટલાકતો મળતાજ નથી. ને કેટલાક ભાગની ચાર ચાર આવૃત્તિઓ ખપી ગઈ છે તેજ તેની લોકપ્રિયતાનો સજડ પૂરાવો મૌજુદ છે.

**गुण ए मोक्षमार्गनी निसरणी छे.** મોક્ષના માર્ગમાં ગમન કરવાને માટે ગુણ ગ્રાહી બનવાની જરૂર છે, ને ગમે ત્યાંથી ગુણો ગ્રહણ કરવાને માટે પ્રયત્નવાન્ થવું જોઇએ. દુઃખથી કંટાળેલા સમયે, શોકના પ્રસંગે, સંસારવ્યવહારના નિવૃત્તિ સમયે ભજનો વાંચવાથી આત્માને આનંદ થાય છે.

શ્રીમદે અધ્યાત્મજ્ઞાન રસથી પરિપૂરિત દિવ્યભાવો પ્રકટાવી ગ્રંથો રચ્યા છે. તે જ્યારે વાંચકો હૃદયથી નિહાળશે ત્યારે તેઓને ગુરૂશ્રીના અંતર્ પટમાં રહેલી વિશાળ ભાવનાની ખાત્રી થશે. વિશ્વના સુજ્ઞ બંધુઓ અનેક અપેક્ષાયુક્ત ભજનો વાંચી ભજનરૂપી મહાસાગરમાં સ્નાન કરી નિર્મળ બનો અને તેના આરાધન વડે પોતાના આત્માનું શ્રેય કરવા પ્રયત્નશીલ બની સાધ્ય તરફ વળો એમ અંતરથી ઈચ્છીએ છીએ. **આચાર્યશ્રીના** ઘણા ગ્રંથો એવા છે કે જે ઉપર માધ્યસ્થ દૃષ્ટિધારક વિદ્વાન્ બંધુઓ ધારે તો અનેક જુદા ગ્રંથો રૂપે વિવેચનો લખી બહાર લાવી શકે તેમ છે. છેલા દશ વર્ષથી ગુરૂશ્રીની શારીરિક તબીયત અવારનવાર નરમ રહેવા છતાં પણ ગુરૂશ્રી પ્રસંગોપાત્ત ગ્રંથો રચી વિશ્વના જીવોપર અનહદ ઉપકાર કર્યા કરે છે. જે કદિ પણ ન ભૂલાય તેવા છે. ભજન ભા. ૬ એક ઠેકાણે તેઓશ્રી કહે છે કેઃ—

**નથી નવરા જરા રહેવું, જગત સેવા બજાવાની;**
**કરીને આત્મનું જ્ઞાનજ, બધાની દૃષ્ટિ ખુલવવી.**
**ગ્રહ્યું જે જે બધામાંથી, બધાને આપવું પાછું.**
**સકળને આત્મવત્ લેખી, યથા શક્તિ ભલું કરવું.**

ગુરૂશ્રીના અંતરમાં વિશ્વના જીવોને પોતાના આત્મા સમાન ગણી કેટલી બધી ભલુ કરવાની નિર્મળ જ્યોત જામી રહેલી છે તેનો વિચારતો તેમના અપેક્ષાયુક્ત ભરેલા પુસ્તકો મનન કરનાર નાજ હૃદયમા આવી શકે તેમ છે ગુરૂશ્રીના હૃદયમાં વિશ્વના જીવોને આત્મ જ્ઞાનના માર્ગ તરફ વાળવાની કેટલી બધી તીવ્રેચ્છા પ્રવૃત્તિ રહી છે તે સુજ્ઞ બધુઓને વિચારવાથી જણાશે આવા આત્મ સમાધિ જ્ઞાનમા રમતા ગુરૂશ્રોના ગ્રથોથી વિદ્વાન્ વર્ગને ઘણુ જાણવાનુ મળે એમા શી નવાઈ

છેવટે નિવેદનના અતમાં પ્રિય પ્રેમી વાચકોને તેમજ શ્રીમત ધનિકોને જણાવવાનુ કે મડળ પાસે સારૂ ફડ નથી પણ તે શ્રીમતજનોની સહાયથી ગુરૂશ્રીના ગ્રથો બહાર પાડે છે આ ભજન પદ સગ્રહ ભાગ ૧૧ મો સ ૧૯૮૧ ની સાલમાં બહાર પાડવામા આવે છે ને તેની પડતર કિંમત ૦–૧૨–૦ રાખવામા આવી છે આ ગ્રન્થ છપાવી પ્રસિદ્ધ કરવા સારૂ શ્રી સાણદના સાગરગચ્છના શ્રી સઘે જ્ઞાનખાતામાથી સહાય આપી છે જેની નોંધ ધન્યવાદના મથાળા નીચે જુદી લેવામા આવી છે સહાય અપાવવાની પ્રેરણા કરવામા શેઠ કેશનલાલ ચતુરભાઈએ ઉપયોગી મદદ કરી છે જે માટે મડળ તરફથી સહાય કરનાર સર્વ બધુઓનો તેમજ સાણદના સાગર સઘનો ઉપકાર માનવામા આવે છે અતમા થયેલની ભૂલની ક્ષમા ઈચ્છી વિરમીએ છીએ. ॐ अर्हम् महावीर शान्तिः ३

વિક્રમ સવત્ ૧૯૮૧
વૈશાખ શુક્લપક્ષ
દશમી.

લેખક ગુરૂભક્ત
વકીલ મોહનલાલ હિમચદભાઈ પાદરા
અને
ગાધી આત્મારામ ખેમચદ સાણદ
શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારકમડળ
તરફથી.

# ધન્યવાદ.

આ ભજનપદ સંગ્રહ ભા. ૧૧ ની રચના પેથાપુરમાં **શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ બુદ્ધિસાગરજી મહારાજ** સંવત્ ૧૯૮૦નું ચોમાસું રહેલા હતા ત્યારે **ગુરૂશ્રીનું** શરીર નરમ હોવા છતાં પણ નિવૃત્તિના પ્રસંગે ભજનો લખતા હતા. સાણંદથી ગુરૂશ્રીને વાંદવા શેઠ. કેશવલાલ ચતુરભાઇ વિગેરે પેથાપુર ગયેલા ત્યાં મંડળ તરફથી છપાતા ગ્રંથો તેમને જોએલા ને તે પરથી તેમને મંડળના છપાતા ગ્રંથોમાં સહાય કરવાનું ગુરૂએ કહ્યું અને તેથી તેઓ સાણંદ આવ્યા બાદ સાણંદના શ્રી સાગરગચ્છના જ્ઞાનખાતામાંથી સહાય કરવાની પ્રેરણા કરવાથી શેઠ. ચતુરભાઇ કરશનભાઇ, રાયચંદ રવચંદ, આત્મારામ ખેમચંદ, હઠીસંગ ગોવિંદજી, ત્રીકમલાલ લલુભાઈ, કાલીદાસ દેવકરણ, અમરતલાલ સાંકલચંદ, ત્રિભોવનદાસ ઉમેદભાઇ, શાંતિભાઈ જેસંગભાઈ, આશારામ ઘેહલાભાઈ વિગેરે સાગર ગચ્છના શ્રી સંઘની સંમતિથી રૂ. ૭૦૦) અંકે સાતસોની દ્રવ્ય સહાય અ૦ જ્ઞા૦ મં૦ ને આપી છે જે માટે સહાય આપનાર અપાવનારને અપાવવાની અનુમોદના કરનાર સર્વેને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવામાં આવેછે. ને સાણંદનો સાગરસંઘ વખતો વખત સહાય આપે છે ને ભવિષ્યમાં પણ મંડળના છપાતા ગ્રંથોમાં સહાય કરશે એમ અંતરથી ઇચ્છી પુનઃ સર્વેને ધન્યવાદ આપી ઉપકાર માની વિરમીએ છીએ. ॐ अर्हम् महाविर शांति ३.

વિ. સં. ૧૯૮૧

વેશાક શુક્લપક્ષ દશમી.

લે. ગુરૂભક્ત.

**વકીલ મોહનલાલ હિમચંદ પાદરા.**

અને

**આત્મારામ ખેમચંદ. સાણંદ.**

**શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ**

**તરફથી**



# પ્રસ્તાવના.

વિક્રમ સવત્ ૧૯૮૦નુ ચોમાસુ પેથાપુરમા કરવામા આવ્યુ. તે પ્રસગે ચોમાસામાં ધ્યાન સમાધિના ઉત્થાનકાલમાં જે અધ્યાત્મિક ઉદ્ગારો સ્ફુરતા હતા તે પદ્યરૂપે આલેખન કરાતા હતા. આ પુસ્તકમાં લીંબોદરા ગામનુ નામ લખ્યા સિવાયના જેટલાં ભજનો છે તે સર્વે ભજનો મુખ્યતયા પેથાપુરમાં શ્રાવણ માસના આરંભથી માગસર સુદિ ૧૧ સુધીમાં રચાયેલાં છે ત્યારબાદ માગસર સુદિ ૧૩ પેથાપુરથી કેસરિયાજીના સઘ સાથે રાંધેજા ગામે વિહાર કર્યો ને રાંધેજામાં તેરસની રાત્રી રહેવાનુ થયુ ને ચૌદસે લીંબોદ્રામા આવવાનુ થયુ અને ત્યાં જે ભજનો રચાયાં તેના નીચે લીંબોદ્રા નામ લખેલુ છે માગસર વદિ ૩ ના દીવસે માણસામા આવવાનુ થયુ ને ત્યાં જે ભજન બન્યાં તેના નીચે માણસાનુ નામ લખેલુ છે પોષ સુદિ ૭ ના દિવસે લોદ્રામાં આવવાનુ થયુ અને ત્યા જે ભજનો રચાયાં તેના નીચે લોદ્રાનુ નામ છે. પોષ વદિ ૧ ના દિવસે મહુડી આવવાનુ થયુ અને ત્યા જે ભજનો રચાયા તેના નીચે મહુડીનુ નામ છે મહા સુદિ ૨ ના દિવસે પ્રાંતિજ જવાનુ થયુ અને ત્યા જે ભજનો રચાયા તેની નીચે પ્રાંતીજનુ નામ છે પ્રાંતીજ સુધીમા જેટલા ભજનો રચાયા તે સર્વ ભજનો ભેગા કરીને ભજન સગ્રહ ભાગ ૧૧ મો એવુ નામ આપીને છપાવવા માટે અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મડળના નેતા ઉપર મોકલી આપ્યા અને તેમણે પ્રજાહિતાર્થ પ્રેસમા છપાવ્યા, ભજનોને જેટલાં બને તેટલાં સુધારવામા આવ્યા છે છતા જે કંઈ ભૂલો રહી ગઈ હશે તેનો દ્વિતીયાવૃત્તિમા સુધારો કરવામા આવશે પુસ્તકમા અશુદ્ધિ શુદ્ધિ પત્રક દાખલ કરવામા આવ્યુ છે તે મુજબ સુધારી વાચવા ભલામણ છે અમોએ જે ભજનો બનાવેલા છે તેમાનાં કેટલાક પદોમા તો ખાસ

ગીતાર્થ ગુરૂગમની જરૂર રહેવાની, અને જિજ્ઞાસુઓએ જે બાબતમાં સમજણ ન પડે તેનો ગીતાર્થ ગુરૂઓ પાસેથી અનુભવ લેવો. તેમજ રૂબરૂમાં ખુલાસો કરવાની ઇચ્છા થાયતો રૂબરૂમાં મળવાથી ખુલાસો બરોબર કરી શકાશે. આ ભજનસંગ્રહમાં જિનાજ્ઞા વિરૂદ્ધ જે કંઇ લખાયું હોય તેની સંઘની આગળ માફી માગુંછું. સાતનયોની સાપેક્ષદ્રષ્ટિને ધ્યાનમાં રાખીને તથા આધ્યાત્મિકદ્રષ્ટિની મુખ્યતાથી આધ્યાત્મિક ઉદ્ગારરૂપ કેટલાંક અધ્યાત્મ બોધાત્મક, વૈરાગ્યકારક, નીતિનાં, તથા સાધુશ્રાવકનાં લક્ષણનાં ભજનો રચાયેલાં છે એમ પ્રસંગે નિમિત્ત પામીને જે જે સ્ફૂરણાઓ ઉઠી તેનાં ભજનો રચાયેલાં છે તે વાંચકો સહેજે સમજી શકશે ને તેમાંથી સજ્જનદૃષ્ટિથી સાર ગ્રહણ કરી શકશે. ભજનોનું લખાણ, વિશ્વજનોના આત્માની સિદ્ધિ માટે સેવારૂપ છે. નિષ્કામભાવે આત્માની શુદ્ધિ માટે આધ્યાત્મિકજ્ઞાન વિગેરેનું જે કંઇ શિક્ષણ આપવું વા એવાં પુસ્તકો લખવાં તે વિશ્વની આધ્યાત્મિક સેવા છે અને તેથી સ્વાત્માની તથા વિશ્વજનોની આધ્યાત્મિકઉન્નતિ થાય છે. ઉપદેશથી અને લખાણથી વિશ્વની સેવા થઇ શકે છે અને તેથી દેવગુરૂ ધર્મની ભક્તિ થાય છે, તેથી લેખકને તો જ્ઞાન ભક્તિ સેવા યોગ વિગેરે સર્વ મોક્ષમાર્ગના ઉપાયોની આરાધના થાય છે. આત્માની પરિપૂર્ણ શુદ્ધદશા થાય એ ઉદ્દેશને ધ્યાનમાં રાખીને આત્મજ્ઞાન, ભક્તિ, આરાધના વીગેરે કરવામાં આવે છે અને પ્રભુની ભક્તિનો રસ જે ઉદ્ગારદ્વારા બહાર કાઢવામાં આવે તે ભજનરૂપે બીજાઓને ઉપકારક થઇ પડે છે એ હેતુથી આ ભજનો રચાયેલાં છે અને તેથી સર્વ વિશ્વનું હિત થાઓ એમ ઈચ્છું છું. इत्येवं.

ॐ अर्हंमहावीर शान्तिः ૩ મુ. વિજાપુર }
વિ. સં. ૧૯૮૧ ચૈત્ર વદિ ૯ શુક્રવાર. } લે. બુદ્ધિસાગર.

# भजन पद संग्रह भाग ११ नी भजन पदनी

## अनुक्रमणिका.

ભજન પદ સંગ્રહ ભાગ. ૧૧ માનું

# શુદ્ધિ અશુદ્ધિ પત્રકમ્.

---

| પૃષ્ટ | લીટિ | અશુદ્ધિ | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૩ | ૨૦ | સમાધ | સમાધ |
| ૮ | ૩ | સમાધ | સમાધિ |
| ૯ | ૧૪ | હષ | હર્ષ |
| ૧૦ | ૭ | બુદ્ધ | બુદ્ધિ |
| ૧૦ | ૨૨ | ડાહયૌ | ડાહ્યો |
| ૧૧ | ૧૦ | પ્રસંશા | પ્રશંસા |
| ૧૬ | ૧૧ | ગડડી | ગડગડી |
| ૧૬ | ૧૭ | મુક્ત | મુક્તિ |
| ૧૮ | ૧૭ | જોવન | જોબન |
| ૨૧ | ૨૨ | સન્યરે | સંચરે |
| ૨૧ | ૨૩ | ાશક્ષા | શિક્ષા |
| ૨૪ | ૨૩ | વૃત્ત | વૃત્તિ |
| ૩૬ | ૫ | ાવષયી | વિષયી |
| ૪૧ | ૮ | ખુલ્લા | ખુલ્લી |
| ૪૫ | ૬ | કમ | કર્મ |
| ૪૮ | ૮ | કદાગ્રટ | કદાગ્રહ |
| ૪૮ | ૭ | શરા | શુરા |
| ૫૦ | ૨૨ | સવ | સર્વ |
| ૫૨ | ૬ | સમાધ | સમાધ |

| | | | |
|---|---|---|---|
| ૬૬ | ૨૫ | શ્રોવ્ય | શ્રોવ્ય |
| ૬૭ | ૧૫ | પ્રમ | પ્રેમ |
| ૬૯ | ૫ | સદ્રૂ | સદ્ગુરૂ |
| ૭૩ | ૧૬ | કમ | કર્મ |
| ૭૪ | ૨૪ | હિસા | હિંસા |
| ૭૪ | ૨૫ | હિસાદિક | હિંસાદિક |
| ૭૬ | ૩ | ત્રિગુણી | ત્રિગુણી |
| ૭૯ | ૨ | આળા | આળીરે |
| ૮૫ | ૨ | શરીર | શરીર |
| ૮૫ | ૨૪ | અવિરવિ | અવિરતિ |
| ૮૬ | ૨૬ | ચિદાનુંદ | ચિદાનંદ |
| ૮૭ | ૧૪ | એ ળે | એળે |
| ૯૨ | ૭ | કુતર્કી | કુતર્કી |
| ૯૬ | ૧૨ | કમ | કર્મ |
| ૧૦૦ | ૩ | વિમલ | વિમલા |
| ૧૦૨ | ૧૧ | વમ | વર્મ |
| ૧૦૨ | ૨૧ | દી | નદી |
| ૧૦૮ | ૮ | પલલ | પલપલ |
| ૧૦૯ | ૮ | કર્યાકર્મ | કર્યાકર્મ |
| ૧૧૨ | ૨ | મોન | મોન |
| ૧૨૨ | ૧૩ | તીથ | તીર્થ |
| ૧૨૫ | ૪ | અવાન | અવનિ |
| ૧૨૯ | ૩ | સવ | સર્વ |
| ૧૩૦ | ૧૨ | નિન્ય | નિન્ય |
| ૧૩૫ | ૫ | શ્રદ્ધા | શ્રદ્ધ |

| | | | |
|---|---|---|---|
| ૧૩૫ | ૯ | આધકારી | અધિકારી |
| ૧૩૬ | ૭ | માહમા | મહિમા |
| ૧૩૯ | ૭ | શાક્ત | શક્તિ |
| ૧૩૮ | ૧૭ | ધા | ધારો |
| ૧૪૦ | ૫ | પ્ર | પ્રભુ |
| ૧૪૫ | ૧૬ | સમુખ | સન્મુખ |
| ૧૪૯ | ૪ | દશન | દર્શન |
| ૧૫૩ | ૧૪ | કષાયા | કષાયો |
| ૧૫૪ | ૨૩ | જન | જૈન |
| ૧૬૭ | ૪ | આમ | આપ |
| ૧૭૨ | ૨૦ | સમાધ | સમાધિ |





શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિકૃત.

# ભજન પદ સંગ્રહ

## ભાગ ૧૧ મો.

## आत्मशुद्धोपयोग.

મરાઠી સાખીની દેશી.

(૧)

જાગો આતમ ! અગમ પન્થમાં, નિજ ઉપયોગે ચાલો;
મન વચ કાયાથી શુદ્ધ થૈને, સત્યાનંદમાં મ્હાલો
મોરા આતમજી દિવ્ય પ્રદેશે ચાલો, વ્હાલામાં તું વ્હાલો  મોરા. ૧
લાખચોરાશી જીવયોનિ જીવ, સર્વને જ્ઞાને ખમાવો,
રાગ ને રોષની મોહની વૃત્તિ, છંડી નિજમાં સમાવો.  મોરા ૨
ક્ષણ ક્ષણ શુદ્ધાતમ પ્રભુ જીવન, ઉપયોગી થૈ રહેવું;
અનંત બ્રહ્મજીવન સાગરમાં, મનડું સ્થિર કરી દેવું.  મોરા ૩
આતમ ઉપયોગે સમભાવે, જગમાં લેવું ન દેવું,
જ્ઞાનાનન્દમયી તું આતમ, આપસ્વભાવે રહેવું  મોરા ૪
શરીર બદલે તું તો અમર છે, નિર્ભયજ્ઞાને રહેશો;
મૃત્યુ તે તો મહોત્સવ સરખું, માની અલખપદ લેશો.  મોરા. ૫
શરીર જામા પહેર્યાં બદલ્યા, પણ તું નિત્ય સુહાયો,
સાક્ષી જ્ઞાને દેખો જાણો, બ્રહ્મમાં બ્રહ્મ સમાયો.  મોરા. ૬

અજર અમર અજ અવિનાશી તું, મરણ જીવન સમભાવી;
આત્મસ્વરૂપે સ્થિર થઇ જાશો, ઉપયોગભાવ જગાવી. મોરા. ૭
જડ ચેતનમય જગમાં ચેતન ! ! ત્હારી છે શહેનશાહી;
આગળની મુસાફરી કરતાં, શિવપદની આગાહી. મોરા. ૮
વસ્ત્રની પેઠે તનુ બદલતાં, ઉંચું આગળ જાવું;
ત્હારામાટે નિશ્ચય અનુભવ, આવ્યો તેહ જણાવું. મોરા. ૯
મરજીવો થૈ આપોઆપને, કહેવું આગળ વહેવું;
આતમ આપસ્વરૂપે રહેવું, ચિદાનન્દપદ લેવું. મોરા. ૧૦
જડ–ચેતનમય જગને અનુભવ્યું, આતમના ઉપયોગે;
પ્રભુરૂપ સાક્ષાત્કાર અનુભવ, સમષ્ટિ ઉપયોગ યોગે. મોરા. ૧૧
સર્વ જીવોને આત્મસમા ગણી, મૃત્યુ પેલી પારે;
જાવવા દિવ્ય મુસાફરી કરવી, આતમ મરે નહીં કયારે. મોરા. ૧૨
આનંદ હર્ષોલ્લાસે ચેતન ! આગળ આગળ ચાલો;
આત્મપ્રદેશોમાં સ્થિર થૈને, પૂર્ણાનન્દે મ્હાલો. મોરા. ૧૩
આવવું જાવવું લેવું ન દેવું, ફરવું ન ખરવું ન મરવું;
બુદ્ધિસાગર શુદ્ધોપયોગે, આત્મપ્રભુપદ ધરવું. મોરા. ૧૪

---

## आत्मदेश.

મરાઠી સાખીની દેશી.

( ૨ )

ચેતન ! આતમ દેશ તમારો, જ્ઞાનાનન્દ સ્વરૂપી;
અજ અવિનાશી અખંડ અભેદી, વર્તે રૂપારૂપી.
મારા આતમ? આતમ દેશ છે ત્હારો,પુદ્ગલ દેશ છે ન્યારો.મારા.૧
આતમ દેશમાં જન્મ મરણ નહીં, વ્યાધિ ઉપાધિ ન કયારે;
બાલ યુવક વૃદ્ધપણું ન કયારે, કોઇને કોઈ ન મારે. મારા. ૨

ઉચ્ચ ને નીચનો ભેદ ન કિંચિત્, નાતિ ન જાતિ ન ભેદ;
હરવું ન ફરવુ મરવુ ન ખરવુ, નહીં પુરૂષ સ્ત્રી વેદ મારા ૩
અનંત આનન્દની રહે હેલી, રાત દિવસ અજવાળુ,
અસંખ્યપ્રદેશે જ્ઞાન અનંતુ, કોઇ ન ગોરૂ ન કાળુ મારા ૪
પુદ્‌ગલમોહના દેશમા દુઃખડાં, અનંત આવે જાણો;
ક્રોધ માન માયા ને લોભે, અનંત જન્મ પ્રમાણો મારા. ૫
મોહ માયા મન દેશ ન ત્હાગે, તેમાં ન સુખની આશા,
મોહના દેશમા લાખ ચોરાશી, ભવ નાટકના તમાશા મારા ૬
ક્ષણ પણ મોહના દેશે ન જાશો, જાશો તો પસ્તાશો,
કામાદિક અગ્નિના તાપે, અનંત દુઃખડાં પાશો મારા ૭
પુદ્‌ગલ મોહતણા પરદેશમા, આજલગી તુ વસિયો;
દુઃખ અનંતાં પામ્યો ચેતન, થા નિજ દેશનો રસિયો. મારા ૮
મન વાણી કાયાથી ન્યારો, આતમ દેશ તમારો;
પુદ્‌ગલની છે પેલી પારે, નિરાકાર નિર્ધારો મારા ૯
ક્ષણ ક્ષણ આતમ દેશમા વસવુ, ઉપયોગ એવો ધારો;
મોહના દેશમા જાવુ ન ક્ષણ પણ, અંતર્ સત્ય વિચારો મારા ૧૦
પડવુ ચઢવુ તારા હાથમા, આપ સ્વભાવે ઉગરવુ;
પર સ્વભાવે મરવુ ક્ષણ ક્ષણ, જાણી સ્વદેશ સંચરવુ મારા ૧૧
ધ્યાન સમાધ નિજ ઉપયોગે, આતમ દેશમાં રહેશો;
મનનુ કહ્યું નહી કરશો કિંચિત્, નિજ દેશે સુખ લેશો મારા ૧૨
નિર્ભય નિર્મલ પૂર્ણાનન્દી, અનંત ગુણથી ભરેલો;
અનંત શક્તિમય પ્રભુધામજ, નિશ્ચય નિત્ય ઠરેલો મારા ૧૩
રજસ્ તમોગુણ સત્ત્વથી ન્યારો, નિમિત્તથી પણ ન્યારો;
અલખ અગોચર અવિનાશી છે, જ્યા નહીં મોહપ્રચારો મારા ૧૪
સમપરિણામે આતમ દેશમા, સ્થિરતાએ સ્થિર થાવો;
નામ રૂપની વાસના જીતી, અરૂપભાવે સુહાવો મારા. ૧૫

રાગદ્વેષના માયાદેશના, સ્હામું પણ નહીં જોશો;
પુદ્ગલ જડમાં મારૂં ન ત્હારૂં, જાણી મોહે ન રોશો  મારા. ૧૬
આતમદેશમાં આપસ્વભાવે, અનંત સુખડાં પામો;
બુદ્ધિસાગર નિત્ય મહોદય, આપોઆપનો ઠામો.  મારા. ૧૭

---

## आत्मराज्य.

### મરાઠી સાખીની દેશી.

### ( ૩ )

આતમ રાજ્યને કરશો આતમ, મોહનું રાજ્ય નિવારી;
આતમ દેશમાં આતમ રાજા, સુખડાં અનંત અપારી.
મારા આતમરે આતમ રાજ્યને કરશો, મોહરાજ્ય પરિહરશો. મારા. ૧
દેશ ભૂમિ ઘરબાર ધનાદિક, કુટુંબ મોહથી ન્યારૂં;
આતમ રાજ્ય છે સત્ય સનાતન, ચિદાનંદમય પ્યારૂં.  મારા. ૨
બાહ્ય રાજ્યમાં જન્મ મરણ દુઃખ, મોહની મારામારી;
રાગ દ્વેષાદિકથી દુઃખમય, સ્થિરતા ન શાંતિ લગારી.  મારા. ૩
પુદ્ગલ સુખની આશા તૃષ્ણા, મનની દોડાદોડી;
પુદ્ગલમાં સુખ ભ્રાંતિ ધરવી, કિંમત તેની કોડી.  મારા. ૪
બાહ્ય રાજ્યનું સુખ છે ક્ષણનું, અનંત દુઃખના દરિયા;
બાહ્ય સ્વરાજ્યના મોહે જીવો, સાચું સુખ ન વરિયા.  મારા. ૫
બાહ્યરાજ્ય સુખ ભ્રાંતિ છંડી, આતમરાજ્યમાં આવો;
કામાદિક મોહ રાજ્ય હઠાવો, ચિદાનંદ રાજ્ય પાવો.  મારા. ૬
દુનિયા દિવાની બાહ્ય રાજ્યના, મોહે લાખ ચોરાશી,—;
યોનિમાંહી જન્મ મરણથી, ભમતી લહે દુઃખરાશિ.  મારા. ૭
અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મથી, આતમરાજ્યમાં આવો;
સેવા ભક્તિ જ્ઞાન ને યોગથી, અંતર્ રાજ્યમાં ફાવો.  મારા. ૮

આતમદેશના આતમરાજ્યમાં, સતા ભક્તો જાતા;
નામ રૂપના મોહથી મરીને, આતમ રાજ્ય કમાતા. મારા. ૯
આતમ દેશનો આતમ રાજા, જ્ઞાનાનન્દ સ્વરૂપી,
ક્ષણ ક્ષણ આનંદ હેલી વરસે, આતમરાજ્ય અરૂપી મારા ૧૦
આધિ વ્યાધિ ઉપાધિ દુઃખથી, આતમ રાજ્ય છે ન્યારૂ,
બાહ્ય રાજ્યમાં મોહની વૃત્તિ, અજ્ઞાનનુ અંધારૂ મારા ૧૧
અજવાળુ નિત્ય આતમ રાજ્યમાં, જન્મ મરણ ન નઠારૂ,
બાહ્ય રાજ્યમાં મોહ ગુલામી, વર્તે મ્હારૂ ત્હારૂ મારા ૧૨
આતમ રાજ્યમાં નહી ગુલામી, આનંદ જ્ઞાને પ્યારૂ;
મન સંકલ્પ વિકલ્પ નહી જ્યાં, નહીં જ્યાં મારૂ ત્હારૂ મારા ૧૩
જડ પુદ્ગલ સુખ ઈચ્છા નહી જ્યાં, નિર્વિકલ્પ મઝાનુ;
એવા સ્વરાજ્યમાં આવો સતો, કહુ છાનામાં છાનુ મારા ૧૪
આતમપ્રભુના રાજ્યમા શાન્તિ, અનંત સુખનો દરિયો;
તેને ભૂલી ભોળા નાહક, બાહ્ય રાજ્યમા કરિયો મારા ૧૫
આતમ રાજ્યમા સર્વે રાજા, કોઇ ન નાના મોટા,
બાહ્ય રાજ્ય સ્વપ્નાની બાજી, પાણીના પરપોટા મારા ૧૬
આતમ રાજ્યની પ્રાપ્તિ માટે, માનવભવ અવતારો;
જાણ્યું જોઇ હાગે ન આતમ !! ક્ષણ પણ એળે ન હાગે મારા ૧૭
આતમ રાજ્યને પ્યારૂ માની, દુનિયાને દે વિસારી;
બાજીગરની બાજીસમ જગ, બાહ્ય રાજ્ય દુઃખ કયારી મારા ૧૮
આતમ રાજ્યના રાજા થાશો, કેવલ જ્ઞાનોપયોગે,
અનુભવો પામો નિજ રાજ્યને, સુખ ન વિષયના ભોગે મારા ૧૯
આતમમાહી આતમ રાજ્ય છે, પામો આપોઆપે;
બુદ્ધિસાગર અલખ ઉજાગર, રાજ્ય છે અજપાજાપે મારા ૨૦

# प्रभुमिलन.

મરાઠી સાખીની દેશી.

( ૪ )

આતમ પ્રભુ ! તુજ પ્રાપ્તિ માટે, પ્રેમે જીવન ગાળું;
આપોઆપજ તુજને મળતાં, મોહનું નડતર ભાળું;
મારા પ્યારારે આતમ પ્રભુ ઝટ મળશો, મોહનું નડતર ટળશો. મારા. ૧
તારી લગની લાગી વ્હાલા, પ્યારામાં તું પ્યારો;
તુજને મળીને તુજરૂપ થાવું, પ્રાણજીવન આધારો. મારા. ૨
મોહથકી અળગો થાવાને, તુજમાંહી અર્પાયો;
ત્હારા શુદ્ધ સ્વરૂપ ઉપયોગે, આપમાં આપ સમાયો. મારા. ૩
ત્હારાવણ શું જીવવું મરવું, પ્રભુમય થૈ જીવવાનું;
એવા ઉપયોગે પ્રભુ રહિયો, તુજરૂપે બનવાનું. મારા. ૪
ક્રોધ માન માયા ને લોભજ, કામવાસના કીર્તિ;
નામ રૂપનો મોહ છે શત્રુ, ભય લજ્જા અપકીર્તિ. મારા. ૫
જડ દેહાદિક મમતા અહંતા, આડી વચ્ચે આવે;
મોહાદિક શત્રુઓ જીતવા, ઉપયોગ બળવંત થાવે. મારા. ૬
તુજથી લગની લાગી ત્યારથી, મોહ શયતાન ન ફાવે;
તુજ સાક્ષાત્કાર કરતાં વ્હાલા, મારૂં ધાર્યું હવે થાવે. મારા. ૭
તુજને મળીને તુજરૂપ થાતાં, દેહ છતાં મરવાનું;
રાગાદિક શત્રુઓ હઠાવી, પ્રભુ જીવન ધરવાનું. મારા. ૮
જ્ઞાને ધ્યાને પરખ્યા પ્રભુજી, હવે ન મૂકું ક્યારે;
તુજ સ્વરૂપે પૂર્ણ બનીને, જીવીશ આનંદ ભારે. મારા. ૯
મરવું ઉગરવું છે નિજ હાથે, વિસરૂં નહીં ક્ષણ એક;
ક્ષણ ક્ષણ તુજને સમરૂં આતમ, ભણિયો એકડે એક. મારા. ૧૦
દુનિયાદારીમાંહી ન રીઝું, દુનિયા ખીજે ન બીવું;
ચિદાનંદમય પ્રભુજી ત્હારા, અનંત જીવને જીવું. મારા. ૧૧

શ્વાસોચ્છ્વાસે ત્હારૂ સ્મરણ છે, પોતે પોતાને જણાવું;
હું તું ભેદ ન ખેદ ન ભીતિ, આતમમાં લય લાવું  મારા. ૧૨
મન વાણી કાયાથી પવિત્રજ, પ્રભુ મળતા ઘટ થઇયો;
આપ પ્રભુને આપહિ શોધે, આનન્દે ગહગહિયો  મારા ૧૩
સેવા ભક્તિ જ્ઞાન ને યોગે, આપોઆપ જણાયો;
રાગદ્વેષના દ્વૈતથી આવે, અનતનૂરે સુહાયો  મારા ૧૪
ગાનારો તું ધ્યાનારો તું, ભક્ત ને જ્ઞાની પોતે;
પોતે પૂજ્ય ને પૂજક પોતે, આપોઆપને ગોતે  મારા ૧૫
નિર્વિકલ્પ સમાધિ યોગે, તુજ સ્વરૂપ પરખાયું;
ભેદ વિકલ્પે અભેદે અદ્વૈત, બ્રહ્મને બ્રહ્મ જણાયું  મારા. ૧૬
આપોઆપને મળવું પામવું, અનુભવ આવ્યો સાચો;
બુદ્ધિસાગર આત્મ પ્રભુમા, આતમ પોતે રાચો  મારા ૧૭

---

## प्रभुने पामनारा.

જીવલડા ઘાટ નવા શીદ ઘડે—એ રાગ

(૫)

પ્રભુને પામે ગુણવંત ખરે, પ્રભુના ભક્તોના ગુણ વરે
કંચન કામિની મોહને મારે, હિંસા દૂરે કરે;
પ્રભુ ઉપર પ્રીતિ કરવામાં, અર્પાઈ જતો ખરે  પ્રભુને ૧
જૂઠ ન કિંચિત્ દંભ ન ધારે, પ્રભુ ભજનમા મરે;
ચોરી ને જારીથી અળગો, મૃત્યુભય નહીં ધરે  પ્રભુને ૨
શૂરો થૈ પ્રભુ સન્મુખ ચાલે, મોહની સાથે લડે;
પ્રાણ પડે પણ પગ નહીં પાછો, મોહે ડરી નહીં ભગે  પ્રભુને ૩
નામ ને રૂપનો મોહ ધરે નહીં, ચીરૂપથી નહીં ચળે;
કામને કબ્જે કરને મારે, પાપે પેટ ન ભરે  પ્રભુને ૪

મનમાં અશુભ વિચાર કરે નહીં, મોહને મારી મરે;
પ્રભુ માટે અર્પાઈ જાતો, ધ્યાન સમાધ ધરે. પ્રભુને. ૫
સર્વ જીવને આતમ સરખા, માની વર્તે ખરે;
કોઈનું બૂરૂં કરે ન કિંચિત્, પરોપકારો કરે. પ્રભુને. ૬
વ્રત નિયમ તપ જપ સંયમથી, આતમશુદ્ધિ કરે;
દુર્ગુણ ટાળે સદ્ગુણ ધારે, સંતોને અનુસરે. પ્રભુને. ૭
મનને વશમાં કરતો જ્ઞાને, આત્મ રમણતા કરે;
બુદ્ધિસાગર સેવા ભક્તિ, જ્ઞાને પ્રભુ થઈ ઠરે. પ્રભુને. ૮

---

## प्रभुभक्ति.

જીવલડા ઘાટ નવા શીદ ઘડે—એ રાગ.

( ૬ )

પ્રભુ તુજ ભક્તિ એવી કરૂં, પ્રભુરૂપ થૈને પ્રભુને વરૂં.
નિર્દોષી લઘુ બાળક પેઠે, શ્રદ્ધા પ્રીતિ ધરૂં;
નામરૂપના મોહને મારી, પ્રભુમય જીવન વરૂં. પ્રભુ. ૧
હિંસા જૂઠને ચોરી જારી, દુર્ગુણ દોષને હરૂં;
પલ પલ ત્હારૂં સ્મરણ કરીને, કર્મયોગી થૈ ફરૂં. પ્રભુ. ૨
પલ પણ ત્હારૂં સ્મરણ ન થાતાં, અગ્નિથી જેમ બળું;
જલ મીન પ્રીતિ કમલ ને રવિ જેમ, પ્રીતિએ ઘટ સ્મરૂં. પ્રભુ. ૩
લજ્જા ભીતિ ખેદ વૈર ને, નિંદાદિક પરિહરૂં;
તુજ માટે પ્રભુ જીવ્યું જાતું, બીજે મનડું ન ધરૂં. પ્રભુ. ૪
દુનિયા સઘળી ખીજે ત્હોયે, લેશ ન મનમાં ડરૂં;
તુજવણ દુનિયા રીઝે ત્હોયે, મનમાં હર્ષ ન કરૂં. પ્રભુ. ૫
મોહને મારી ખાખ ઉડાડી, ખાખી થૈને ફરૂં;
કામને મારી પ્રભુ તુજ ભાવે, કામિનીકાળે ન મરૂં. પ્રભુ. ૬

સર્વ વિશ્વના જીવો સાથે, આતમ ભાવને ધરૂં,
જ્યાં જ્યાં દૃષ્ટિ સ્મૃતિ ત્યાં ત્હારી, યાદી ધારી ફરૂ   પ્રભુ. ૭
જ્ઞાનાનન્દમયી આતમ પ્રભુ, તુજરૂપ પલ પલ સ્મરૂ;
તુજમાં અર્પાઉં તુજરૂપે, થાવા સઘળુ કરૂ   પ્રભુ ૮
માગણ પેઠે કાંઈ ન માગુ, અન્યને નહિ કરગરૂ;
તુજવણ સ્વર્ગાદિ નહી ઇચ્છુ, કશું ન મનનું કરૂ   પ્રભુ ૯
તમો રજોગુણ ભક્તિથી આગળ, સાત્ત્વિકથી સંચરૂ;
સાત્ત્વિકથી આગળની ભક્તિ, પરાથકી તુજ વરૂ   પ્રભુ ૧૦
શૂરો થૈને મોહની સાથે, સન્મુખ થૈને લડુ;
સાતભયોને દૂર નિવારી, તુજરૂપે થૈ ઠરૂ   પ્રભુ ૧૧
સર્વ સંગમાં નિઃસંગી થૈ, અશુભ વિચારો હરૂં;
જગમાં શુભાશુભ વૃત્તિ ન ધારૂ, સમભાવે તુજ વરૂં   પ્રભુ. ૧૨
નિંદા સ્તુતિ શ્રવણ કરીને, શોક હર્ષ નહીં ધરૂં;
નભવત્ નિર્લેપી થૈ સઘળે, પ્રગટ્યા દોષને હરૂ   પ્રભુ ૧૩
ક્ષણ ક્ષણ આતમના ઉપયોગે, આપોઆપને સ્મરૂં;
મનપર કાબૂ મૂકી ચાલુ, જૂઠું નહીં ઉચ્ચરૂ   પ્રભુ ૧૪
નિન્દક દુર્જન દ્વેષે નિંદે, તેપર દ્વેષ ન ધરૂ;
અનેક દુઃખો સંકટ પડતાં, પાછુ ન પગલુ ભરૂ   પ્રભુ ૧૫
લગની લાગી શરણ કર્યું તુજ, તુજવણ ક્યાયે ન ઠરૂ;
ખમાય નહીં તુજ વિરહો વ્હાલા, પળ પણ બહુ ટળવળું   પ્રભુ ૧૬
તુજ સ્વરૂપ થૈ તુજને ભજુ હું, લોકવાસના હરૂ,
ક્ષણ ક્ષણ આતમ શુદ્ધિ કરવા, સઘળુ જીવન ધરૂં   પ્રભુ ૧૭
પ્રભુમય વૃત્તિથી પ્રભુ સઘળે, પ્રભુ પ્રભુ ઘટ સ્મરૂ;
અન્યની સાક્ષીની નહીં ઈચ્છા, આતમ સાક્ષી કરૂં.   પ્રભુ ૧૮
ધડપર શીર ન એવા ભાવે, તુજ ભક્તિએ ભળુ;
બાહ્યમાં મનને શૂન્ય કરીને, એકમેક થૈ મળું.   પ્રભુ ૧૯

નાત ન જાતિ લિંગ ન દેહી, કરૂં છતાં નહીં કરૂં;
સ્વપ્નામાં પણ કામની વાસના, પ્રગટે તે સંહરૂં. પ્રભુ. ૨૦
જડભોગે નહીં સુખની બુદ્ધિ, આતમમાં સુખ ખરૂં;
એવા નિશ્ચયથી તુજ ભક્તિ, કરવા લગની ધરૂં. પ્રભુ. ૨૧
અનંત ગુણ પર્યાયી આતમ, ઉપયોગે નિજ સ્મરૂં;
બુદ્ધિસાગર પ્રભુની ભક્તિ, કરતાં પ્રભુ થૈ ઠરૂં. પ્રભુ. ૨૨

---

## ભક્તિ ને ત્યાગી.

જીવલડા ઘાટ નવા શીદ ઘડે—એ રાગ.

(૭)

॥ ભક્તને ત્યાગી નામ શું ધરૂં, ગુણોવણ મનમાં લાજી મરૂં ॥

ભક્તિયા તેલ જેવી ભક્તિ, વિષય સ્વાર્થમાં મરૂં;
પ્રભુની સાથે અભેદ ભક્તિ, દશા એવી કયાં વરૂં. ગુણો. ૧
કામાદિક દોષોના ત્યાગે, ત્યાગી નામ છે ખરૂં;
રાગ રોષ માયામાં મુંઝયો, ક્રોધ કામથી બળું. ગુણો. ૨
ઈર્ષ્યા નિન્દા હિંસા જૂઠું, કપટકળાએ સડું;
પ્રભુ પ્રભુ કરૂં પણ પ્રભુ ન ઈચ્છું, કામકૂપમાં પડું. ગુણો. ૩
દુર્ગુણ દુર્વ્યસનો નહિ છંડું, અહંકારે અડવડું;
નામ રૂપનો મોહ ન મારૂં, મરણભયે લડથડું ગુણો. ૪
હિંસા જૂઠને ચોરી જારી, લોભ લાલચે લડું;
દેવગુરૂને ધર્મની શ્રદ્ધા,—પ્રીતિવિના તો મરૂં. ગુણો. ૫
દુનિયાદારીના ડહાપણમાં, ડાહ્યો થૈને ફરૂં;
વિષય ભોગને કીર્તિ કાજે, પ્રભુને પણ કરગરૂં. ગુણો. ૬
વિષયભોગ વિષ્ઠાસમ લાગે, ત્યાગી નામ ત્યાં ખરૂં;
ભક્તિમાં નિજ ભાન ન રહેવે, ભક્તપણું માન ધરૂં. ગુણો. ૭

જડ ભોગો ધન સત્તા ઇચ્છા,–માટે પ્રભુને સ્મરૂ;
સ્વારથમાં પ્રભુ સાધન માન્યા, ભવોદધિ શુ તરૂ ગુણો ૮
ભક્તાધીન ભગવાન્ છે નક્કી, ખરી ભક્તિ જો કરૂ,
ચોલ મજીઠસમ ત્યાગ ન ભક્તિ, દોષે મનડુ ભરૂ ગુણો ૯
ધર્મભેદથી અન્ય ધર્મીપર, દ્વેષવૃત્તિને ધરૂ,
દોષનો પશ્ચાત્તાપ કરૂ નહીં, ભૂલથી પાછો ન ફરૂ ગુણો ૧૦
જ્ઞાનવિનાની ભક્તિએ ભૂલ, મન વૈરાગ્ય ન ધરૂ;
ભક્તને ત્યાગીના અભિમાને, ગાડો અન્ધ ય ફરૂ ગુણો ૧૧
આપ પ્રસશા પરગુણ નિન્દા, કરતો ન પાછો ફરૂ;
અશુભ વિચારો પાપ કર્મમાં, પ્રેમે પગલુ ભરૂ ગુણો ૧૨
દોષદૃષ્ટિથી પરના દોષો, દેખુ નિંદા કરૂ;
પોતાના દોષો નહી દેખુ, દેહાધ્યાસ ન હરૂ ગુણો ૧૩
ગુરૂ સતની કરૂ ન સેવા, આપ સિદ્ધ ઉચ્ચરૂ,
નિઃસગી નિર્લેપી ન થાઉ, પ્રભુ વિરહે નહી ખળુ ગુણો ૧૪
ગુરૂ કૃપાવણ ત્યાગ ન ભક્તિ, પ્રગટે માનુ ખરૂ;
બુદ્ધિસાગર ગુરૂ કૃપાથી, ભક્તિ ત્યાગ ગુણ વરૂ ગુણો ૧૫

---

## પ્રભુપ્રીતિ.

(જીવલડા ધાટ નવા શીદ ધડે એ રાગ)

(૮)

પ્રભુની પ્રીતિ એવી ખરી, વિષયની વાસના જાવે બળી
પ્રભુ પ્રીતિ ત્યાં ભીતિ ન રહેતી, ગર્વજ જાવે ગળી;
વ્યવહારે નહીં હોય અનીતિ, પ્રભુમા મન રહે હળી વિ૦ ૧
પ્રભુ વિના બીજુ નહીં ગમતુ, દુર્ગુણ જાવે ટળી;
કામના ભોગો મન નહીં ભાવે, લેપ ન લાગે જરી વિ૦ ૨

દુર્ગુણ દોષો છંડાતા સહુ, સાધુ સંગતિ ભલી;
અંતર પ્રેરણા સુમતિ પ્રગટે, શીખ દેતી નિર્મલી. વિ૦ ૩
સર્વજીવોની સાથે આતમ,–ભાવે રહેવું વળી;
વિશ્વમાં આતમ ઐક્ય અનુભવ, જાવે ન મનડું છળી. વિ૦ ૪
પ્રભુરૂપે નિજ અનુભવ આવે, મનડું જાવે ઠરી;
બુદ્ધિસાગર પ્રભુ પ્રીતિથી, આનંદ વેળા વળી. વિ૦ ૫

---

## आत्मकर्त्तव्य.

( જીવલડા ધાટ૦ એ રાગ. )

( ૯ )

અરે જીવ ! ! ! કરવાનું તે કરો, મોહના માર્યા ક્યાં ભવ ફરો;
અનેક રૂપો મોહ ધરીને, મનમાં પેસે ડરો,
મોહને મારી અમર બનો જગ, મોહે હવે નહિ મરો. મો૦ ૧
જ્ઞાની સંત જનોની સંગતિ, સેવા ભક્તિ કરો;
તેથી આતમશુદ્ધિ થાશે, શીખામણ આચરો. મો૦ ૨
મનવચ કાયા નિર્મલ રાખો, પાપકર્મ પરિહરો;
ખણ લાખેણો જાવા ઘો નહીં, ચેતી ધર્મને ધરો. મો૦ ૩
મનમાં મોહનું કહ્યું ન કરશો, મન વશ રાખી ઠરો;
કામની વૃત્તિયો સંહારો, મોહવને નહીં ફરો. મો૦ ૪
આતમધ્યાન સમાધિ સેવો, આતમ આનંદ વરો;
બુદ્ધિસાગર ચેતન ચેતો, પરમ પ્રભુપદ ધરો. મો૦ ૫

---

## मनने शिक्षा.

( જીવલડા ઘાટ નવા શીદ ઘડે, એ રાગ )

( ૧૦ )

મનડા ચચળ થૈ કયાં ફરે, સમજ મન શાંત બને સુખસરે,
જયાં ત્યાં પલ પલ દોડી જાતુ, કહ્યુ ન માને અરે;
જોગી જતિ સન્યાસી સાધુ, હેઠા પાડે ખરે     સમજ ૧
ક્ષણમાં પાતાળે આકાશે, સ્વેચ્છાએ બહુ ફરે;
લખચોરાશી યોનિમાંહી, કર્મ ગ્રહી સંચરે     સમજ ૨
જે જે કહુ તે સુણે ન કાને, મારતાં નહી મરે;
મર્કટવત્ મન ઠરે ન ઠામે, નરક સ્વર્ગને કરે     સમજ ૩
મોહ નચાવે તેવું નાચે, અનેક વૃત્તિ ધરે,
વશ કરતાં ઝટ જાવે છટકી, પરભાવે આથડે     સમજ ૪
આતમના વશમા નહી થાતુ, આતમને વશ કરે;
ચારગતિ ચૌરાશી ચૌટા, પ્રગટાવે તુ અરે     સમજ ૫
મનને વશ કરવુ મહાદુષ્કર, અભ્યાસે સ્થિર ઠરે,
બુદ્ધિસાગર ગુરૂભક્તિથી, મન વશ થાવે ખરે     સમજ ૬

---

## चेतीचालो.

( રાગ ઉપરનો )

( ૧૧ )

જીવલડા ચેતી ચાલો અરે, અચાનક મૃત્યુ આવે ખરે,
મોહ માયાએ મુઝાણો મન, લાખચોરાશી ફરે;
કોઈ ન ત્હારી સાથે આવે, ભૂલ્યો શીદ આથડે     જી૦ ૧
સ્વપ્ના જેવી દુનિયાદારી, મારૂં મારૂં શુ કરે,
મારૂં ત્હારૂં મિથ્યા ભ્રમણા, છંડી દે સુખ સરે     જી૦ ૨

દેખ ને ત્હારી નજરે લાખો, જીવો ચાલે અરે;
કાલની કોને ખબર નહીં છે, શીદને વાયદા કરે. અ૦ ૩

જન્મ્યા તેને છે મરવાનું, કર્મે ભવ આથડે;
ધર્મ કરી લે મુક્તિમાટે, શેતડ ફોગટ રડે. અ૦ ૪

ઉંઘણશી થૈને શું ઉંઘે, જાગ જાગ શિવ મળે;
ચેતાવું ચેતી લે આતમ !! જડમાં સુખ ન જડે. અ૦ ૫

મન વાણી કાયાથી નિર્મલ, થૈને પ્રભુ ભજ ખરે;
બુદ્ધિસાગર આતમ શાંતિ,–સુખડાં વેગે મળે. અ૦ ૬

---

## ( મોક્ષમાર્ગમાં સાવધાનતા. )

જીવલડા ઘાટ નવા શીદ ઘડે—એ રાગ.

( ૧૨ )

જીવલડા મોક્ષ માર્ગ સંચરો, મોહની સાથે યુદ્ધજ કરો;
અનેક રૂપે લાગ જોઇને, મોહ છળે મન ધરો;
મોહના માર્યા મરો ન આતમ, મોહને મારી મરો. મો૦ ૧

મોહ મહા શયતાન છે શત્રુ, વિશ્વાસ એનો ન કરો;
ક્ષણ ક્ષણ સાવધ થૈને ચાલો, મન વશ કરીને ફરો. મો૦ ૨

શૂર બનીને મોહની સાથે, ઉપયોગી થૈ લડો;
ધ્યાન સમાધિમાં સ્થિર થઇને, જ્યોતિ જ્યોતમાં ભળો. મો૦ ૩

મ્હારૂં ત્હારૂં જડમાં ન માનો, દુષ્ટ વિચારો હરો;
દર્શન જ્ઞાન ચરણ આરાધી, આતમશુદ્ધિએ ઠરો. મો૦ ૪

કાંયરથી નહીં કારજ સીજે, પાછું ન ડગલું ભરો;
મુક્તિ મારગ છે શૂરાનો, મૃત્યુથકી નહીં ડરો. મો૦ ૫

મૃત્યુ થતાં ઉપયોગ ન મૂકો, મનડું વશમાં કરો,
પરગટ પરમાતમ પદ વરશો, ભવોદધિ ઝટ તરો મો૦ ૬
ઈન્દ્રજાળસમ ભવની માયા, તેમા ન મુંઝી મરો;
બુદ્ધિસાગર શુદ્ધોપયોગે, મંગલ શિવ સુખ વરો મો૦ ૭

---

## सुख दुःखमां सम साक्षिभाव.

( જીવલડા ઘાટ નવા ગીદ ઘડે એ રાગ )

( ૧૩ )

સુખમાં દુઃખમાં સાક્ષી રહો, હર્ષને શોકપણું નહીં લહો ॥
કોઈક પૂજે કોઈક નિંદે, કર્મથકી સદ્દહો,
ત્રીજા પુરૂષની પેઠે તેમાં, આતમભાવને વહો હર્ષ ૧
કોઇ દિન રાજા કોઇ દિન રંક જ, કર્મનું નાટક અહો;
કોઈ દિન ઉંચા કો'ઇ દિન નીચા, કર્મની લીલા સહો હર્ષ ૨
સુખ દુઃખમા સમભાવ ધરીને, મસ્તીમાં નિજ ચહો;
બુદ્ધિસાગર બળિયો આતમ, કરી સુખમાં ગહગહો હર્ષ ૩



## आत्मा वली था!!

( રાગ ઉપરનો )

( ૧૪ )

આતમ ઉપયોગે થા બલી, કર્મની સાથે જ્ઞાને લડી;
આત્મપ્રભુની તાલાવેલી, પ્રગટાવી લે ભલી;
આત્મપ્રભુ માટે તરફડ તું, તેમા જ હળી મળી. કર્મ ૧
અનંત ભવના લાગ્યા કર્મો, ક્ષણમા જાતાં ટળી.
આતમનો ઉપયોગી થાતું, મોહ જશે ઝટ ગળી કર્મ. ૨

અનંત આતમ પ્રભુની શક્તિ, પ્રગટાવી લે ખરી;
પરમેશ્વર તું દીન ન થાજે, કથું નમું લળી લળી. કર્મ. ૩
સુખ દુઃખમાં સમભાવ ધરીલે, સ્તુતિનિંદામાં વળી;
રાગને રોષ વિકલ્પો છંડી, જા જ્યોતિમાં ભળી. કર્મ. ૪
આતમથી કર્મજ બંધાતું, આતમ દે સંહરી;
આતમ આગળ કર્મ ન બળિયું, ક્ષણમાં જાવે ટળી. કર્મ. ૫
અજ અવિનાશી અલખ અરૂપી, અનંત જ્યોત નિર્મલી;
દર્શનજ્ઞાન ચરણ ગુણ સ્વામી, નિજમાં નિજ જા ભળી. કર્મ. ૬
સચ્ચિદાનંદ રૂપ છે ત્હારૂં, તત્ત્વમસિ નિશ્ચલી;
બુદ્ધિસાગર આતમપ્રભુની, જીત નોબત ગડગડી કર્મ. ૭

—•—

## मुक्तिप्रयाण.

( ચેતાવું ચેતી લેજરે. એ રાગ. )

( ૧૫ )

ચેતન ! ! ! શિવપુર ચાલોરે, સમતા સડકે દૃષ્ટિ ધારી;
આતમ શુદ્ધ ઉપયોગની ગાડી, તેમાં બેસો પ્યારે;
સંકલ્પો વિકલ્પો તજીને, પહોંચો મુક્ત દ્વારે. ચેતન. ૧
શિવપુર મારગ જાતાં વચમાં, મોહના યોદ્ધા આવે;
ભલા ભલાને હેઠા પાડે, ભવ બાજીમાં ફસાવે. ચેતન. ૨
મોહના યોદ્ધા અનેક રૂપે, મનમાં પેસી જાતા;
જ્ઞાની ધ્યાની તપસી જોગી, ભક્તો સન્ત ફસાતા. ચેતન. ૩
ભલા ભલાને કામ ગમાવે, કરે ભક્તને અન્ધા;
મોહની સાથે લડતાં સન્તો, થયા મોહના બન્દા. ચેતન. ૪
મનમાં મોહ ન પેસે એવી,—રીતે ચલો વિચારી;
ધ્યાન સમાધિમાં સ્થિર થાવો, જશો ન મોહથી હારી. ચેતન. ૫

રાગ દ્વેષની આડી અવળી, દૃષ્ટિએ નહીં ચાલો;
ઉપયોગ ભાવની જિન દૃષ્ટિએ, ચાલી શિવપુર મ્હાલો ચેતન૦ ૬
ચિદાનદમય શિવપુર સારૂ, પામો મુક્તિ વિહારી;
બુદ્ધિસાગર આનદ મંગલ, અનત ગુણગણ કયારી ચેતન૦ ૭

## વૈરાગ્ય.

રાગ ઉપરનો

(૧૬)

આતમ કોઇ ન ત્હારૂરે, મોહે કરે શુ ? મારૂં મારૂં;
મરણ પછી કોઈ સાથ ન આવે, તન ધન સર્વે ન્યારૂ. આતમ૦ ૧
ગાડી વાડી લાડી તારી, કુટુબ નહીં છે ત્હારૂ;
કર્યા કર્મ ભોગવવાં પડશે, કોઈ ન સ્હાય થનારૂ આતમ૦ ૨
સ્વપ્ના જેવુ મનનુ માન્યુ, ભ્રાતિનુ અંધારૂ;
દુનિયામાં સ્વારથના સગપણ, કોઈ ન પ્યારો પ્યારૂ આતમ૦ ૩
વ્હાલ કરે સહુ સ્વારથ વળગ્યા, પછી દેવતા દારૂ,
સ્વાર્થ સરે થાવે સહુ અળગાં, નગુણાં નગુરાં નકારૂ આતમ૦ ૪
પાણીના પરપોટા જેવી, કાયા કારમી ભાળ,
પલક પછીની ખબર ન પડતી, જાશે સઘળુ ચાલ્યું આતમ૦ ૫
જગમાં સુખ કીર્તિને માટે, થતો ક્રૂર ઝઘડાલુ;
કાલ પકડશે ઓચિંતો ઝટ, પડતુ રહેશે પ્યાલુ આતમ૦ ૬
બાજીગર બાજી સમ સઘળુ, દેખતાજ જનારૂં;
માયા મોહમા મુંઝ ન મૂરખ, કર નહીં કર્મ નઠારૂ આતમ૦ ૭
સદ્ગુરૂ શિક્ષા માની ચેતો ! ધર્મે થાશે સારૂ;
બુદ્ધિસાગર પ્રભુ ભજી લે, દિલ પ્રગટે ઉજિયારૂ આતમ૦ ૮

## जाणतां छतां केम जीवन नकामुं गाळे छे.

(ચેતાવું ચેતી લેજરે. એ રાગ.)

(૧૭)

જીવલડા જોઈ જાણીરે, એળે આયુષ્ય શાને ગાળે;
કાળ ઝપાટશે ઓચિંતો ઝટ, કોઈ ન ચઢશે વ્હારે. જીવલડા૦ ૧
વિકથા નિંદા વ્હાલી લાગે, રસ લેતો તકરારે;
પરધન પરલલનાને તાકે, ચઢિયો કામના ચાળે. જીવલડા૦ ૨
પ્રભુ ભજનમાં ઉંઘે ઉંઘણ, જાગે જગ જંઝાળે;
રાગ રોષમાં બહુ રંગાયો, ફૂલ્યો ગર્વના ફાળે. જીવલડા૦ ૩
ક્રોધુમાન માયાને લોભે, આતમ હીરો હારે;
જાણ્યામાંહિ ધૂળને નાખે, ચાલે દુર્ગતિ દ્વારે. જીવલડા૦ ૪
પરપંચાતે ડાહ્યો ડમરો, ગપ્પાંમાં દિન ગાળે;
ભોગવિલાસે ભૂંડની પેઠે, મુંઝયો ભવમાં ભારે. જીવલડા૦ ૫
ધર્મની વાતમાં ધ્યાન ધરે નહીં, જૂઠામાં મન વાળે;
તન ધન જોવન આયુષ્ય હારે, મુંઝયો ડાકડમાલે. જીવલડા૦ ૬
હિંસા જૂઠને ચોરી જારી, કરતો પાપ વધારે;
કરણી તેવી પાર ઉતરણી, મુંઝ નહીં સંસારે. જીવલડા૦ ૭
દેવ ગુરૂને ધર્મને સેવો, ઉતરો ભવોદધિ પારે;
બુદ્ધિસાગર અવસર રૂડો, સફળ કરો સુવિચારે. જીવલડા૦ ૮

---

## धर्मप्रवृत्ति.

(રાગ ઉપરનો.)

(૧૮)

જીવલડા ધર્મને ધારોરે, જૂઠા મોહને દૂર નિવારો;
પ્રભુ ભજ્યાવણ થાય ન શાન્તિ, વિષય વાસના વારો. જીવલડા. ૧

આકાશે પાતાળે જાશો, નવ નવ ખંડે જાશો;
સોનાના મેરૂ કરશો પણ, સાચુ સુખ ન પાશો    જીવલડા. ૨
અપ્સરા જેવી કરોડ કામિની, સગે સુખ નહિં પામો,
ત્રણ ભુવનના રાજા થાતા, મળે ન શાંતિ ઠામો    જીવલડા. ૩
રાગ રોષને વારી આતમ,–ધ્યાને ચિત્ત લગાવો,
તેથી આતમ શાન્તિ પ્રગટશે, નિશ્ચય એવો લાવો.    જીવલડા ૪
પાપ વિચારાચારો છંડી, ધર્મ હૃદયમાં ધારો,
મનવાણી કાયાથી નિર્મલ, બની ભજો પ્રભુ પ્યારો.    જીવલડા ૫
નામ રૂપનો મોહ તજીને, જીવન ધર્મે ગાળો;
બુદ્ધિસાગર આત્મપ્રભુમાં, અનત સુખડાં ભાળો.    જીવલડા ૬

---

## प्रभुप्राप्तिलगनी.

( માઢ )

( ૧૯ )

વ્હાલા પ્રભુવણ ક્ષણ ન રહેવાયરે, મ્હને લાગ્યો તમારો રગ
મ્હને ક્ષણ વર્ષોસમ થાયરે, પ્રભુ વિરહે બળ મન અગ ॥
લાગી લગન હાડોહાડમારે, તજીયો ઘર સસાર,
જગની માયા પરિહરીરે, દૃઢ દિલ મઝારરે    મ્હને ૧
વારી ગયો તુજ ઉપરેરે, મન વાણીને કાય,
અસખ્યપ્રદેશી સાહિબારે, તુજ વણ ક્ષણ ન જીવાયરે.    મ્હને ૨
જ્ઞાનને ધ્યાન સમાધિએરે, પ્રીતિએ હેડા હજૂર,
મરજીવાને પ્રભુ મળેરે, ઉછળે આનદપૂરરે    મ્હને ૩
દેહમદિરીએ શોભતારે, અનત જ્યોતિ સ્વરૂપ;
જલ મીન અધિકા પ્રેમથીરે, પ્રભુ મળે થાઉ ચૂપરે    મ્હને ૪

સર્વત્ર મહિમાએ તું છતોરે, અકળકળા કરનાર;
આપો આપને શોધતોરે, આપોઆપ જોનારરે. મ્હને. ૫
ચોલ મજીઠ સમ પ્રેમથીરે, પરખાયા ભરપૂર;
આતમ અનુભવ આવિયોરે, જગમાં અનંતુ નૂરરે. મ્હને. ૬
દ્રષ્ટા દર્શન દૃશ્યનીરે, એકતા ભાસી બેશ;
બુદ્ધિસાગર પ્રભુ મળ્યારે, આનંદ શાંતિ હમેશરે. મ્હને. ૭

---

## सर्वत्र प्रभुमयवृत्ति.

( રાગ માઢ )

( ૨૦ )

જ્યાં દેખું ત્યાં પ્રભુ ભરપૂરરે, જોઈ રહિયો અનંતુ નૂર;
વાગે અનહદ નાદનું તૂરરે, બ્રહ્મ સર્વત્ર છે મશહૂર. ॥
ચઉદ રાજ પ્રદેશમાંરે, અનંત જીવનું નૂર;
સત્તા સમષ્ટિએ આતમારે, એક ચિદાનંદ પૂરરે. જોઈ. ૧
ધ્યાન સમાધિ લ્હેરથીરે, જોઇ બન્યો ચકચૂર;
આનંદ ખુમારી ઉછળીરે, મુક્તિ હવે નહીં દૂરરે. જોઈ. ૨
આતમ પરિણમ્યો આતમમાંરે, અનંત તેજનું મૂલ;
આતમ આગળ મેં કર્યુંરે, તન મન સઘળું ડૂલરે. જોઈ. ૩
જ્યાં દેખું ત્યાં તુંહિ તુંહિરે, મનમાં થયો મશગુલ;
અન્તર પ્રેરણાનાદનુંરે, તું પ્યારૂં બુલબુલરે. જોઈ. ૪
ક્ષણ ક્ષણ ત્હારા મેળથીરે, નાઠી દુઃખની ભૂલ;
પ્રગટી શુદ્ધ પરિણતિરે, કુમતિ ભાગી દૂરરે. જોઈ. ૫
તુજ જીવનથી જીવીયોરે, હાર્યો મોહ જે શૂર;
બુદ્ધિસાગર પ્રભુ મળ્યારે, આપોઆપ હજૂરરે. જોઈ. ૬

---

## પ્રભુપદ પ્રાપ્તિમાં અયોગ્ય.

( જીવલડા ઘાટ નવા શીદ ઘડે. એ રાગ. )

( ૨૧ )

એવા ક્યાંથી પ્રભુપદ વરે, પ્રભુપદ એવા ક્યાંથી વરે ॥
હિંસા જૂઠને ચોરી જારી, પરધન લોભી અરેઃ
અનીતિ જૂટમને દ્રોહ કરે બહુ, ઝઘડા ટટા કરે પ્રભુ ૧
ક્રોધ માન માયાને લોભે, કામે મન બહુ બળે,
દેવ ગુરૂને ધર્મના નિન્દક, નાસ્તિકવાટે વળે પ્રભુ ૨
મનુષ્ય પશુ પખીને મારે, માંસનુ ભક્ષણ કરે,
દારૂપાની વ્યભિચારી શઠ, દુષ્ટપણુ મન ધરે પ્રભુ ૩
દુર્જન દુષ્ટની રીતિ રાખે, પાપથકી નહીં ડરે,
સડેલ ફૂટને સન્તનો શત્રુ, નરકના પન્થે ચડે પ્રભુ ૪
ટીલાં ટપકાં માલા મણકા, ધર્મ ઢોગી થઈ ફરે,
અનીતિ પાપે પેટ ભરતો, જૂઠી સાક્ષી ભરે પ્રભુ ૫
દુરાચાર દુર્ગુણના દરિયા, પશ્ચાત્તાપ ન કરે;
કનક કામિનીમાટે પાપો, કરતો રાક્ષસપરે. પ્રભુ ૬
આળ કલક ચઢાવે પરપર, ચાડી ચુગલી કરે,
નામ દેઇને નિંદા કરતો, ઉપકારી ગુરૂ હણે પ્રભુ ૭
પ્રભુની ઉપર ધરે ન પ્રીતિ, ભોગરાગથી મરે,
નામ રૂપનો મોહી જડમાં, સુખરાગે તડફડે પ્રભુ ૮
રાગને રોષ કરે જગ ઝાઝા, પાપ પથ સન્ચરે;
સતની શિક્ષા ધરે ન મનમાં, પર ઈર્ષ્યાએ બળે પ્રભુ ૯
દેવ ગુરૂપર ધરે ન શ્રદ્ધા, ધર્મપ્રેમ નહીં ધરે;
ભૂંડપરે વિષયોમાં રાચે, મોહે માર્યો મરે પ્રભુ ૧૦
આડોઅવળો અધર્મ પન્થે, ગગ કરી આથડે;
પરના દોષો દેખે દુર્જન, નિજના દોષ ન હરે પ્રભુ. ૧૧

આતમ કર્મ સ્વરૂપ ન જાણે, સ્વારથમાં સઠવડે;
ઉંટની પેઠે વાંકું મનડું, પાપ કૂપમાં પડે. પ્રભુ. ૧૨
જરા જરામાં પરના વાંકો, કાઢી ઝાઝું લડે;
કજીયા કંકાસોમાં રાજી, લેશ ન પ્રભુને સ્મરે. પ્રભુ. ૧૩
ધર્મની વાત ગમે નહીં ઉંધે, ધર્મમાં માયા ધરે;
સાધુ સંતને ધર્મનો શત્રુ, અધર્મવાદમાં પડે. પ્રભુ. ૧૪
પ્રભુપદ એવાઓને ન મળતું, ધર્મીને તે મળે;
બુદ્ધિસાગર સદ્ગુરૂ ભક્તો, ગુણોવડે શિવ વરે.
પ્રભુપદ આતમશુદ્ધિએ મળે. ૧૫

---

## प्रभुपद्प्राप्तियोग्य अधिकारीओ.

( જીવલડા ધાટ નવા શીદ ઘડે. એ રાગ. )

( ૨૨ )

સંતો પ્રભુપદ એવા વરે, ખરેખર પ્રભુપદ એવા વરે ॥
દેવ ગુરૂને ધર્મની શ્રદ્ધા, પ્રીતિ સમકિત ધરે;
આતમ કર્મને જૂદા જાણી, કર્મના સ્હામા લડે. ખરે. ૧
નિજ દોષોને નિંદે ગર્હે, મુક્તિ ઇચ્છા કરે;
આતમ જ્ઞાનાદિક ગુણ પ્રગટે, એવી ક્રિયા આચરે. ખરે. ૨
રાગ રોષને કામનું પશુ બલ, જીતવા જે સંચરે;
આતમ સાક્ષીરૂપ કરીને, સુખ દુઃખ સમતા ધરે. ખરે. ૩
સાધુ ગુરૂની શિક્ષા માને, દુષ્ટ સંગ પરિહરે;
મોહની મીઠાશે નહીં મુંઝે, કામને મારી ફરે. ખરે. ૪
સર્વજીવોનું ભલું ઇચ્છતો, પરોપકારમાં મરે;
આતમજ્ઞાનનો ઉપદેશ દેઈ, જીવો તારી તરે. ખરે. ૫
સદાચાર સદ્ગુણને ધારે, દુર્ગુણ વ્યસનો હરે;
ધર્મ કરતાં દુનિયા ખીજે, તેથી લેશ ન ડરે. ખરે. ૬

પરધન પત્થર સ્ત્રી સહુ માતા, માનીને સંચરે;
ક્ષણ ક્ષણ પ્રભુનુ સ્મરણ કરે મન, લેશ અનીતિ ન કરે ખરે ૭
જડમાં સુખની આશ ધરે નહીં, આતમ સુખ અનુસરે,
સર્વવાસનાવિષ સહારે, પ્રભુરૂપ થૈ સહુ કરે. ખરે ૮
સર્વ કરે પણ કર્તા મોહ ન, તટસ્થ જ્ઞાને કરે;
સેવા ભક્તિ જ્ઞાનને યોગે, ચારિત્રે શિવ વરે ખરે ૯
ઇન્દ્રાદિક દેવો જો ડરાવે, તોપણ જે નહીં ડરે;
ધર્મ કરતાં જીવ્યુ જાણે, ધર્મથકી નહીં ફરે. ખરે. ૧૦
વૈરાગ્યે ત્યાગે નિઃસગે, ઉપયોગી થૈ ઠરે;
મનવશ કરીને આતમ રંગે, આતમ આનંદ વરે ખરે ૧૧
ક્ષણ ક્ષણ આતમનો ઉપયોગી, વિકલ્પ પ્રગટ્યા હરે;
જ્ઞાન ધ્યાન સમાધિ લ્હેરે, અમરજીવો થૈ ફરે ખરે ૧૨
દુર્ગુણ દુરાચારને ત્યાગે, આસ્રવ પરિણતિ હરે,
આપોઆપ સ્વભાવમાં રમતો, સ્વતન્ત્રતાએ તરે ખરે ૧૩
નિર્લેપી થૈ ન્યાય નીતિથી, આત્મદ્દષ્ટિએ ફરે;
આતમ તે પરમાતમ જાણી, જ્યોતિ જ્યોતમાં ભળે ખરે ૧૪
સર્વ પ્રમાદો પરિહરી જે, અધિકારે સચરે;
બુદ્ધિસાગર આતમ શુદ્ધિ, પરમ પ્રભુતા વરે ખરે ૧૫

---

## सुखियासन्त.

( સિદ્ધ જગત્ ગિર શોભતા એ રાગ )

( ૨૩ )

સુખિયા જગત્માં સાધુજી, રતો સુખમાં મગન;
દુનિયાદારી જાણે તજી, ચાલે વશ કરી મન સુખિયા ૧
કનકને કામિની પરિહરી, રહેતા મનમા પ્રસન્ન,
વિષયી સુખના ન લાલચુ જૂઠ ગણ્યુ તન ધન સુખિયા ૨

નાગા થયા ઘર છંડીને, મનથી ઇચ્છે ન ભોગ;
ભોગ રોગસમ જાણતા, અંતર સાધેરે યોગ. સુખિયા. ૩

દુબળા તપથી દેખાય છે, લોક કહેરે સીદાય;
કર્મના દુઃખોને જાણતા, તે કેમ માતેરા થાય. સુખિયા. ૪

પરવા નહીં ઇન્દ્ર ચક્રીની, ભોગવે દુઃખ સમભાવ;
ધ્યાન સમાધિ ઉપયોગથી, ચુકવે મોહના દાવ. સુખિયા. ૫

મન જીતે સહુ જીતીયું, મન જીતે ધરી ધ્યાન;
આતમ સુખનેરે ચાખતા, નિત્ય નિત્ય ચઢતેરેવાન. સુખિયા. ૬

બાહ્ય સુખેચ્છાથી દુઃખ છે, મન સહુ દુઃખનુંરે મૂળ;
ગણી જૂઠી જગબાજીને, અંતે ધૂળની ધૂળ. સુખિયા. ૭

દુનિયા નેહ નિવારીઓ, વિષયોમાં નહીં વ્હાલ;
બંધાતા નહીં મોહથી, અળગી કીધી જંઝાલ. સુખિયા. ૮

રાગ દ્વેષને ટાળતા, રહેતા આતમ મગન્ન;
મૌનધરી સુખ માણતા, વિષ્ટાસમું જસ ધન. સુખિયા. ૯

કામાદિક સહુ વાસના, તેનો કરતારે નાશ;
ભોગથી દૂર જે ભાગતા, વિષયોના નહીં દાસ. સુખિયા. ૧૦

આતમ આનંદ મસ્તીમાં, કાઢે જીવન સર્વ;
નામને રૂપમાં નહીં મરે, વર્તે નહીં મન ગર્વ. સુખિયા. ૧૧

અણુ અણુથી પણ લઘુ થયા, મોટા મેરૂથી બેશ;
શત્રુ મિત્રપર સમપણું, મનમાં નહીં હર્ષ ક્લેશ. સુખિયા. ૧૨

સમતાનદીમાંહી ઝીલતા, વિચરે પૂર્વ પ્રયોગ;
સર્વ કષાયોને વારતા, ધરતા નહીં મન ઢોંગ. સુખિયા. ૧૩

જન મન રંજન કારણે, જેની લેશ ન વૃત્તિ;
દુરાચારથી દૂર જે, સદ્ગુણ વૃત્તિ પ્રવૃત્તિ. સુખિયા. ૧૪

સાધે મોક્ષની સાધના, નિંદા વિકથાથી દૂર;
પરિષહ ઉપસર્ગ જીતતા, આતમમાં મશગુલ. સુખિયા. ૧૫

સાધુ સતની સગતિ, ક્ષણમાં આપેરે મુક્તિ,
એવા સાધુની સંગતે, પરમાનંદપદ વ્યક્તિ સુખિયા ૧૬
કોટિ મૈલથી ચાલીને, એવા સાધુની સેવ;
બુદ્ધિસાગર કીજીએ, પ્રગટે આનદ મેવ સુખિયા. ૧૭

---

## ગુરુભક્તિ.

( જીવલડા ઘાટ નવા શીદ ઘડે. એ રાગ. )

( ૨૪ )

ગુરૂની સેવા ભક્તિ કરે, ખરેખર આતમ અનુભવ મળે. ॥
ગુરૂ વિના નહીં જ્ઞાન કદાપિ, મિથ્યા બુદ્ધિ ન ટળે;
ગુરૂગમ કૃપા વણ શાસ્ત્રો વાંચે, અનુભવ સત્ય ન મળે. ખરેખર ૧
દીવાથી દીવો જેમ પ્રગટે, ગુરૂથી જ્ઞાન જ મળે;
કાયદો કુદ્રત્નો છે એવો, ટાળ્યો તે નહીં ટળે ખરેખર ૨
ગુરૂસેવા વણ જ્ઞાન ન કળતું, કોટિ ઉપાયો કરે,
ગુરૂમાં અર્પાઇ જવાથી, સાચો અનુભવ જડે ખરેખર ૩
ગુરૂ વિનયે ને ગુરૂ બહુ માને, ગુરૂની શ્રદ્ધાવડે;
ગુરૂની પ્રીતિએ મોહાદિ,-આવરણો ઝટ ટળે ખરેખર ૪
ગુરૂનો દ્રોહી નિંદક દોષી, કયારે ન ઠામે ઠરે,
ભણ્યુ ગણ્યુ અવળુ પરિણમતુ, તેને માયા છળે ખરેખર ૫
ગુરૂમાટે મરનારા શિષ્યો, ક્ષણમાં જ્ઞાનને વરે;
ગુરૂકૃપાને આશીર્વાદે, ભવસિન્ધુ ઝટ તરે ખરેખર ૬
ગુરૂકૃપા વણ પ્રભુ નહિ મળતા, મુક્તિ નહીં સાંપડે,
ગુરૂવિરાધક ગુરૂનો હેલક, પગ પગ નીચો પડે ખરેખર ૭
સગુરા ભક્તજનોની સિદ્ધિ, નગુરા ભવમાં ફરે,
નામ રૂપનો મોહ તજીને, ગુરૂ સેવે સુખ સરે. ખરેખર ૮

ગુરૂ હૃદયમાં પેસે વિનયથી, ગુરૂના આશયો કળે;
ઉપર ઉપરના લે ભાગુઓ, ભટકાઇ આથડે. ખરેખર. ૯
અજ્ઞાની જડવાદી નાસ્તિક, કયાંથી ગુરૂ દિલ ભળે;
ગુરૂની સાથે આતમ મેળે, અનંત સુખડાં રળે. ખરેખર. ૧૦
ધાલ ધુસણિયા હલદર રંગી, ગુરૂથી પાછા ફરે;
મનવાણી કાયાને સમર્પી, ગુરૂ આજ્ઞાએ ચલે. ખરેખર. ૧૧
જડ સુખની કુર્બાની કરીને, ગુરૂ સેવે શિવમળે;
જીવંતાં મરી જાવું જેવું, ગુરૂસેવન સુખ કરે. ખરેખર. ૧૨
ગુરૂ વિશ્વાસી ગુરૂ પદ પામે, તર્કનું કંઇ ન વળે;
સંશય કરનારો વિણસે છે, પ્રભુને કયાંથી મળે? ખરેખર. ૧૩
ગુરૂના અંતેવાસી થઈને, ગુરૂ પાસે જે ઠરે;
પાર્શ્વમણિથી અનંત ગુણાધિક, થાવે સેવાબળે. ખરેખર. ૧૪
અનંત સંકટ દુઃખ સહીને, ગુરૂની સેવા કરે;
એવા શિષ્યો પ્રભુપદ પામે, અજર અમર શિવ ઠરે. ખરેખર. ૧૫
જ્ઞાની ત્યાગી અનુભવી સદ્ગુરૂ, અનંત પુણ્યે મળે;
બુદ્ધિસાગર સદ્ગુરૂ શિષ્યો, ભક્તો આનંદ વરે. ખરેખર. ૧૬

---

## आत्ममहावीरप्रभु प्रेमलगनी.

( માયામાં મનડું મોહ્યુંરે. એ રાગ. )

( ૨૫ )

પ્રભુ મહાવીર જગદાધારારે, વ્હાલામાં વ્હાલા,
તુજ નામ અનેક અપારારે, છો દીન દયાલા. પ્રભુ. ૧
હરિહર બ્રહ્મા પોતે, ઝળકો છો બ્રહ્મની જ્યોતે;
તું આપો આપને ગોતેરે. વ્હાલામાં૦ પ્રભુ. ૧

પરમાનંદ બોધ અપારા, સહુ જીવોના આધારા;
તુજ દીઠે મગલ માલારે વ્હાલા પ્રભુ ૨
અલ્લા ખુદા બુદ્ધ રામ, પરબ્રહ્મ પ્રભુ ગુણધામ;
ઠરવાનું જીવન ઠામરે વ્હાલા પ્રભુ ૩
તુજ અકળગતિ ન કળાતી, સમજ્યાથી બાહિર જાતી;
તુજ અનુભવ ઝાંખી થાતીરે વ્હાલા પ્રભુ ૪
અકર્તા કર્તા સુહાયો, તુ અકલ અલખ ગુણરાયો,
નિજ નિજને કરતો સહાયોરે. વ્હાલા પ્રભુ. ૫
પ્રભુ અનેકરૂપે જણાતો, મતભેદે તાણ્યો તણાતો;
સહુ મતવાદે પરખાતોરે વ્હાલા પ્રભુ ૬
સહુમાં છે સહુથી ન્યારો, સહુ ધર્મ શાસ્ત્ર આધારો;
તુ તરનારોને તારોરે. વ્હાલા પ્રભુ ૭
નિજ નિજને ગાવે ધ્યાવે, નિજને તુ નિજ સમજાવે;
નિજ નિજને દેખે સુણાવેરે વ્હાલા પ્રભુ ૮
વ્હાલા હું ત્હારામાટે, ભમુ વન જગલ રણ ઘાટે,
નિજ નિજની મળતો વાટરે વ્હાલા પ્રભુ ૯
જ્યાં ત્હારી લગની લાગે, તે લગનીમાં તુ જાગે;
તું છતો ભક્તિ વૈરાગ્યેરે વ્હાલા પ્રભુ ૧૦
તુજવડેજ તું શોધાતો, અસ્તિ નાસ્તિ કહી ગાતો,
સહુ દર્શન છતો ગણાતોરે વ્હાલા પ્રભુ. ૧૧
તુજ લીલા અપરપારા, જાણ્યા તે થાય ન ન્યારા;
ભેદાભેદે ઘટ ધાર્યારે વ્હાલા પ્રભુ ૧૨
મનવાણી કાયાસગી, નિશ્ચયથી છોજ અસગી;
પદેશિ નહિ તુજ નય ભગીરે વ્હાલા પ્રભુ ૧૩
તું અનેકરૂપ જગ છાયો, મનમાં છે તુજ પડછાયો;
તું અનત ધર્મા જણાયોરે, વ્હાલા. પ્રભુ ૧૪

આપો આંપને તારો, તમે આપો આપ સુધારો;
પર્યાયને ગુણ આધારોરે. વ્હાલા. પ્રભુ. ૧૫
પ્રભુ અનંત જીવન પ્યારા, જ્ઞાનાનન્દ શક્તિ વિશાલા;
બુદ્ધિસાગર પ્રભુ પ્યારારે. વ્હાલા. પ્રભુ. ૧૬

---

## आत्मसमभावपरिणमन.

( આપ સ્વભાવમાંરે અવધુત સદા મગનમેં રહેણા. એ રાગ. )

( ૨૬ )

આતમથી જ્ઞાનરે આતમ ઉપયોગે સુખ વરીએ;
અનંત જ્ઞાનને અનંત આનંદ, અરૂપી આતમ સ્મરીએ. આ૦
રાગને રોષ થતા પરિહરીએ, જડમાં ન મમતા ધરીએ;
પુદ્ગલની માયા સહુ જૂઠી, મોહથકી નહિ મરીએ. આતમ. ૧
કર્મતણા ચકડોળે ચઢતાં, સુખ દુઃખ ફેરા ફરીએ;
ઉંચા નીચા રંકને રાજા, ભવમાં નાટક કરીએ. આતમ. ૨
કોઇ નહિ વ્હાલો કોઈ નહિ વૈરી, કર્મે સુખ દુઃખ વરીએ;
કર્મોદયમાં હર્ષ ન શોક જ, સમભાવે પરવરીએ. આતમ. ૩
સુખ દુઃખ કર્મે થાય છે તેમાં, નિમિત્ત જીવો ગણીએ;
આતમ કર્મને ભિન્ન વિચારી, રાગ રોષને હણીએ. આતમ. ૪
કર્મવશે દુનિયામાં જીવો, સુખી દુઃખી દિલ ધરીએ;
પુણ્ય પાપ સુખ દુઃખ ભોગવતાં, સમભાવે સંવરીએ. આતમ. ૫
તન ધન મન યૌવન શક્તિથી, આતમ ન્યારો સ્મરીએ;
અજ અવિનાશી નિર્ભય આતમ, ધ્યાને કદી ન મરીએ. આતમ. ૬
ઈન્દ્રજાળ ને સ્વપ્નની બાજી, ભવમાયા પરિહરીએ;
બુદ્ધિસાગર આતમ ઉજાગર,—દશા લહી શિવ વરીએ. આતમ. ૭

---

## आत्मोपयोग धारण...

( રાગ ઉપરનો )

( ૨૭ )

આતમ સ્વભાવમાંરિ, આતમ !! ક્ષણ ક્ષણ આયુ ગાળો,
પુદ્ગલ પર્યાયો નહીં તું છે, તું નહિ ગોરો કાળો આતમ. ૧
જ્ઞાનાનન્દ સ્વરૂપ છે ત્હારૂં, બાકી કર્મનો ચાળો;
કર્મતણા સુખ દુઃખ ભાવોથી, નિરંજન તુ ન્યારો. આતમ ૨
કીર્તિ અપકીર્તિથી ન્યારો, ચિદાનંદ ગઢિયાલો,
કર્મના ખેલો સ્વપ્ન સરીખા, માની નિજગુણ મ્હાલો. આતમ ૩
ઉંચ ન નીચ ન દેહ નજાતિ, જૂઠા મનના ખ્યાલો;
આતમ ઉપયોગે મસ્તાનો, યૈ નિજરૂપને ભાળો આતમ. ૪
સાચે ખોટો તુ નહીં જગમાં, કર્મ ઠાઠ છે ઠાલો;
ભવ બાજીમાં રહો ન ગજી, તુ વ્હાલામાં વ્હાલો આતમ ૫
દુનિયાથી તુ પેલીપારે, આપોઆપ નિહાળો,
પુદ્ગલ ખેલે મુંઝ ન આતમ !! નિજાનંદમા મ્હાલો આતમ ૬
આતમ તે પરમાતમ તુ છે, આપોઆપને તાગે;
અલખ અકલ નિર્ભય તુ નક્કી, તુ પ્યારામાં પ્યારો આતમ ૭
આપોઆપ સ્વરૂપ વિચારો, ક્ષણ ક્ષણ આપ સભાગે;
બુદ્ધિસાગર આત્મ ઉજાગર, દેખો ઘટ ઉજિયારો. આતમ. ૮

---

## निर्भयात्मा.

( રાગ કેદારો )

( ૨૮ )

નિર્ભય છે તુ આતમા, નાશ ત્હારો ન થાતો;
બનવાનું મહુ બને જરૂર, કેમ મન ગભરાતો નિર્ભય. ૧

દેહ ને પ્રાણ વિનાશી છે, અણધાર્યા ટળશે;
બનવાનું તે બન્યા કરે, જ્ઞાની ભીતિ ન ધરશે. નિર્ભય. ૨
નિર્ભય આતમરૂપ છે, ભય છે મોહભાવે;
જ્યાં સુધી ભય ત્યાં સુધી, નિર્બલતા થાવે. નિર્ભય. ૩
વસ્ત્રપરે તનુ બદલવાં, ભય શું ? મરવામાં;
મૃત્યુ વખતે ઉત્સવ ગણો, દશા આગળ જવામાં. નિર્ભય. ૪
સાત પ્રકારના ભય તજી, નિર્ભય થઈ ફરીએ;
નિર્ભયતાથી સત્યના,–પ્રભુ પંથે વિચરીએ. નિર્ભય. ૫
ક્રોધ માન માયા લોભથી, કામ ભયથી છે મરવું;
જ્ઞાન દયા નિર્મોહતા, સત્યભાવે ઉગરવું. નિર્ભય. ૬
નિર્ભય થૈ જીવ આતમા, પ્રગટે પ્રભુતાઇ;
બુદ્ધિસાગર આતમમાં, નિર્ભયતા છવાઇ. નિર્ભય. ૭

---

## મનવશ કર ! !

( ચેતનજી ચેતો કોઈ ન દુનિયામાં ત્હારૂં )

( ૨૯ )

આતમ ! ઝટ જાગી મનવશ કરી સ્થિર થાશો;
મન કહે ત્યાં નહીં જાશોરે. આતમ. ! !
મન સંસાર છે સ્વર્ગ નરક છે, મન મરતાં શિવ થાશો;
મનસંકલ્પ વિકલ્પના જોરે, જન્મ મરણમાં ફસાશોરે. આતમ. ૧
જ્યાં ત્યાં જગમાં મનના તમાસા, જીવો બન્યા જગ દાસો;
ક્રોધ માન માયાને લોભે, કામે ખૂબ કૂટાશોરે. આતમ. ૨
આતમ કહે તેમ કર તું આતમ, મનથી નહિ છેતરાશો;
મનથી કર્મને મનથી સૃષ્ટિ, મનનો ન કરો વિશ્વાસોરે. આતમ. ૩
આતમ પ્રેરણાએ મન ચાલે, ત્યારે મુક્તિ કમાશો;
આતમ મન બે જૂદા જાણી, આતમભાવે સુહાશોરે. આતમ. ૪

બંધ ને મુક્તિનું કારણ મન છે, મન છે સંસાર તમાસો;
હજી પણ મન વશ જો નહીં કરશો, તો પછી ખત્તા ખાશોરે આ૦ ૫
જ્યાં ત્યાં જાતુ મન ખેંચી લાવી, કરાવો આતમવાસો,
જ્ઞાનાનંદમાં ચિત્ત રમાવો, પ્રગટે મુક્તિ વિલાસોરે આતમ ૬
સેવા ભક્તિ જ્ઞાન ચારિત્રે, મન વશ કરવા અભ્યાસો;
બુદ્ધિસાગર આતમપ્રભુતા, પ્રગટ પૂર્ણ પ્રકાશોરે. આતમ ૭

---

## सत्संगति.

( જીવલડા ઘાટ નવા શીદ ઘડે એ રાગ )

( ૩૦ )

આતમ સારી સંગતિ કરો, નઠારી સંગતિને પરિહરો,
સદ્‌ગુણી સારા જનની સોબત, કરતાં સદ્‌ગુણ વરો;
દુરાચારી દુર્ગુણીની સોબતે, દુર્ગુણ દિલમાં ભરો નઠારી૦ ૧
ચોરને જૂઠા વ્યભિચારીની, સોબત ક્યારે ન કરો;
દારૂપાની દુર્જન દૂર છંડો, સારી સોબતે ફરો નઠારી૦ ૨
જેવી સોબત તેવી બુદ્ધિ, થાતી નિશ્ચય ધરો;
નીચની સંગે નીચા થાશો, સમજીને નહીં મરો નઠારી૦ ૩
કાકની સોબત કરીને હંસલો, પ્રાણ તજીને મર્યો;
રાસભ સોબત કરતાં ગાયને, ડેરો ગળામાં પડ્યો નઠારી૦ ૪
દુરાચારી દુર્ગુણી જન નીચા, બૂરી ટેવ ન ધરો,
અફીણી ગંજેરી દુર્વ્યસની, દૂરથકી પરિહરો નઠારી૦ ૫
સિંહનું અતિ લઘુબાળક બકરા,–ટોળાં ભેગુ રહ્યું,
વાઘને દેખી તે પણ નાઠું, અગતપુ ફલ લહ્યું નઠારી૦ ૬
સદ્‌ગુણી ઉંચા દુર્ગુણી નીચા, સોબત સમજી કરો,
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ સંગે, પરમાતમ પદ વરો નઠારી૦ ૭

---

## ભીતિત્યાગ.

( રાગ ઉપરનો. )

( ૩૧ )

આતમા શૂરા થૈને ફરો, ડરાવ્યા દેવોથી નહીં ડરો.
સત્યને માટે સર્વે ત્યાગો; જૂઠામાં નહીં ભળો;
શૂરાતન પ્રગટાવી સાચું, પ્રભુ મળવામાં મરો. ડરાવ્યા૦ ૧
અનીતિ પંથમાં ડગ નહીં મૂકો, દુરાચાર પરિહરો;
મનની સહુ નબળાઈ છંડો, સંયમથી સંચરો. ડરાવ્યા૦ આ૦ ૨
પરોપકારી કાર્યો કરતાં, કદિ ન પાછા પડો;
મરણભયે મડદાલ ન થાશો, થઇ મરણિયા ફરો. ડરા૦ આ૦ ૩
નિર્બલથી નહીં પ્રભુ પમાતા, બળથી પ્રભુને મળો;
ચોરી જારી કુકર્મોથી, દૂરે રહી શિવ વરો. ડરાવ્યા૦ આ૦ ૪
જે દુર્ગુણ વ્યસનો નહીં જીતે, નપુંસકમાં તે વડો;
મનથી હાર્યો તે જગ હાર્યો, મન જીતો નહીં રડો. ડરા૦ આ૦ ૫
શૈતડ રોબડ માયકાંગલા, થૈ જીવી શું કરો;
અંતર આતમબળ પ્રગટાવો, મોહની સાથે લડો. ડરા૦ આ૦ ૬
બાયલા ફાતડા બનો ન બુડથલ, આપોઆપથી તરો;
મરજીવા થૈ મોહને મારી, મુક્તિ નારી વરો. ડરાવ્યા૦ આ૦ ૭
કાયર થૈને બીજાઓને, નહીં કદિ કરગરો;
બુદ્ધિસાગર આતમ બળથી, આપો આપ ઉદ્ધરો. ડરાવ્યા૦ આ૦ ૮

---

## પોતાના દોષોને દેખ.

( ભેખરે ઉતારો રાજા ભરથરી. એ રાગ. )

( ૩૨ )

પોતાની ભૂલ દેખીને, પોતાની ભૂલ ટાળજી;
પોતાના દોષ દેખીને, દોષ ટાળ ઝટ વારજી;

ભૂલ પોતાની સુધારીએ, તેથી થઇએ મહાનજી. ભૂલ૦ ૧
નિજ દોષોને ઢાંકીને, દેખો નહી પરદોષજી;
આતમ નિર્દોષ કીજીએ, કરો નહીં દોષપોષજી ભૂલ૦ ૨
બીજાના દોષ દેખીને, તેવા કરીએ ન દોષજી;
દોષ ટાળ્યાવણ નહીં ટળે, નિંદકપર શો રોષજી. ભૂલ૦ ૩
દુષ્ટ કુટેવને દોષને, હરવા કોટિ ઉપાયજી;
કરીએ સ્વદોષ ન ઢાંકીએ, દોષથી દુઃખ થાયજી ભૂલ૦ ૪
નિજના છતા દોષ દેખીને, નિંદે નિંદક લોકજી;
તેપર વૈર ન રાખીએ, નિજ ભૂલ દોષ રોકજી ભૂલ૦ ૫
દોષ છતાં વખણાવવા, કદિ કરવો ન મોહજી,
જૂઠા જશથી ન ફૂલીએ, કરવો નહીં ગુણીદ્રોહજી ભૂલ૦ ૬
નિન્દાથી ન ચીડાવવુ, ભૂલ દોષ સુધારજી,
જૂઠી નિન્દાએ ન ખીજીએ, પરનિન્દા નિવારજી ભૂલ૦ ૭
સાચી નિન્દા જન કો કરે, માન તસ ઉપકારજી;
આપણા દોષ નિવારવા, સહાયક થયો ધારજી ભૂલ૦ ૮
સાચુ કહે તેથી સ્નેહને, ધરી ટાળીએ ભૂલજી;
જ્યારે ત્યારે દોષ ભૂલથી, અંતે સહુ થતુ ધૂળજી ભૂલ૦ ૯
વૈરી દુર્જન નિન્દા કરે, તેમાથી ગ્રહો સારજી;
નિજ ભૂલ દોષવિના કદી, નિજ દુઃખ ન થનારજી ભૂલ૦ ૧૦
નિજના છતા દોષ ભૂલને, દેખી તેહ નિવારજી;
નિવાર્યા વણ ગુણી નહીં બનો, એવો નિશ્ચય ધારજી ભૂલ૦ ૧૧
નિજ ભૂલ દોષ સુધારવા, કરીએ ખૂબ અભ્યાસજી;
છાની ભૂલો દોષ રાખતા, અંતે પડતી છે ખાસજી ભૂલ૦ ૧૨
નિજ દોષ નિંદા કીજીએ, પરનિન્દા વારજી;
હરરોજ ભૂલો સુધારીએ; તેથી દુઃખ જનારજી. ભૂલ૦ ૧૩

અણુ જેવડી ભૂલ દોષને, ટાળીએ ધરી સત્યજી;
પ્રભુપદ પામવા માર્ગ એ, કરીએ ગુણનાં કૃત્યજી. ભૂલ૦ ૧૪
દરરોજ ભૂલને ગુણ કયા? તેનો કરજે વિચારજી;
બુદ્ધિસાગર સદ્ગુણ વધે, ટળે દોષ અપારજી. ભૂલ૦ ૧૫

---

## आत्मा प्रभु बने छे.

( ભેખરે ઉતારો રાજા ભરથરી. એ રાગ. )

( ૩૩ )

આતમા પ્રભુ બને આપણો, તેમાં શંકા ન લાવજી;
દુર્ગુણ દુરાચાર ટાળીને, મન ઉત્સાહ ભાવજી. આતમા૦ ૧
સેવા જ્ઞાન ભક્તિ યોગથી, આતમશુદ્ધિ થાયજી;
મનઈન્દ્રિયો વશ રાખીએ, સમતા પ્રગટાયજી. આતમા૦ ૨
રાગને દ્વેષ પરિહરી, કીજે આતમ ધ્યાનજી;
પ્રભુ સાથે પ્રીત સાંધીએ, ધરીએ આતમ તાનજી. આતમા૦ ૩
આતમ ઉપયોગ ધારીને, કીજે બાહિર કાજજી;
દેહાધ્યાસ નિવારીને, લહીએ શિવ સામ્રાજ્યજી. આતમા૦ ૪
પ્રભુમય જીવને જીવીએ, આતમરસ ભરપૂરજી;
બુદ્ધિસાગર ગુરૂસંગતે, આપોઆપ હજૂરજી. આતમા૦ ૫

---

## सिद्धो चाल!! पाछुंवळीने न देख. !!

( ભેખરે ઉતારો૦ એ રાગ. )

( ૩૪ )

સિદ્ધો ચાલ !! નિજ આતમા, પાછું વળી નહીં દેખજી;
કોઇ સ્તવે કોઇ નિન્દતા, તે સહુ જોવું ઉવેખજી. સિદ્ધો૦ ૧

બેઉ પાસે રાગ દ્વેષની, કોટિ ગાઉ નીચ ખાડજી,
મુક્તિ મારગે સિદ્ધા ચાલવુ, આડો અવળો ન ચાલજી. સિદ્ધો૦ ૨
સિદ્ધો પન્થ સમભાવનો, આડુ અવળું ન ચાલજી,
દુર્જનો પાછા પાડવા, કરતા ખટપટ જાળજી સિદ્ધો૦ ૩
રાગને રોષવણ હોઇને, માન નહીં દુ ખકારજી;
જગે છે નહીં તુજ શત્રુઓ, શત્રુ મનમોહ ધારજી સિદ્ધો૦ ૪
ગિરનાર પાંચમી ટુકથી, મુક્તિ પન્થ વિકરાલજી,
રાગ રોષ મોહ કોતરા, સામુ જો ન લગારજી સિદ્ધો૦ ૫
કાચા સૂતરના તાંતણે, જવુ ચઢવુ મુશ્કેલજી;
મુક્તિપન્થ ઉચે જાવવુ, નથી બાલક ખેલજી સિદ્ધો૦ ૬
ગુરૂદેવ કરૂણા આશીષથી, સિધ્ધુ ચાલવુ થાયજી;
માયા છળે નહીં આત્મને, કયાયે મન ન મુઝાયજી સિદ્ધો૦ ૭
સમભાવદૃષ્ટિએ ચાલજે, પાછો પગ નહી મૂકજી;
ઉંઘીશ નહીં થૈ આળસુ, ઉપયોગ નહીં ચૂકજી સિદ્ધો૦ ૮
મોહ અનતાં રૂપ ધરી, આવે છે મનમાંહ્યજી;
સાવધાન થૈ ખૂબ ચાલવુ, સુખ નહીં ભવમાંહ્યજી. સિદ્ધો૦ ૯
હસ્તિ પાછળ ભસે કૂતરાં, તેને નહીં ગણકારજી;
બુદ્ધિસાગર પ્રભુ થૈ રહો, પહોચી શિવપુર મહાલજી. સિદ્ધો૦ ૧૦

---

## ब्रह्मचारी था. !!

(દેશી મરાઠી સાખીની)

(૩૫)

વ્યભિચારીપણું દૂર કરીને, આતમ !! જ્ઞાનને ધારી,
વિભાવપરિણતિપર લલનાને, ત્યાગો સત્ય વિચારી
મોગ આતમરે સત્ય બનો બ્રહ્મચારી, બનો નહીં વ્યભિચારી મોરા૦

દ્રવ્યથી પરબ્રહ્મના ભોગવતાં, કહેવાતો વ્યભિચારી;
ભાવથી જડપુદ્ગલમાયાથી, વ્યભિચારી નિર્ધારી. મોરા૦ ૨

પાંચેઇન્દ્રિયો ત્રેવીશ વિષયો, તેમાં લંપટ ભારી;
વિષયથી લાલચુ આતમ બનતો, બ્રહ્મચર્યને હારી. મોરા૦ ૩

નિશ્ચયનયથી ક્રોધી માની, માયી લોભી નરનારી;
કામી અજ્ઞાની મોહી સહુ, પરપરિણતિવ્યભિચારી. મોરા૦ ૪

જ્ઞાનાનન્દસ્વરૂપી બ્રહ્મ છે, તેમાં રમણતા ભારી;
બ્રહ્મચર્ય શુદ્ધભાવે રહેવું, ખરા એ બ્રહ્મચારી. મોરા૦ ૫

મોહમાયાસંગી વ્યભિચારી, ઈચ્છા વાસના ધારી;
રાગ દ્વેષ મનમોંજીલા સહુ, પ્રકૃતિ વ્યભિચારી. મોરા૦ ૬

આશા તૃષ્ણા કીર્તિ વાસના, નામરૂપમોહ ધારી;
શાસ્ત્રાદિક મત વાસના મુંઝયા, જીવો છે વ્યભિચારી. મોરા૦ ૭

જડની અહંતા મમતા પરસ્ત્રી,—સંગે ન કો બ્રહ્મચારી;
માયા સ્ત્રીએ ખાધું સહુ જગ, ભટક્યો જીવ દુઃખ ધારી. મોરા૦ ૮

શુદ્ધ બુદ્ધિ નિજ સ્ત્રી છે સારી, અનંતસુખ દેનારી;
બાકી મોહની વૃત્તિસ્ત્રીયોથી, રમતાં દુઃખ અપારી. મોરા૦ ૯

પોતાના બ્રહ્મચારીપણાનો,—ગર્વ તજો નરનારી;
બ્રહ્મચર્યના અહંકારે બનો, ભાવથકી વ્યભિચારી. મોરા૦ ૧૦

બાહ્યથકી બ્રહ્મચર્ય ધરીને, ગર્વથકી વ્યભિચારી;
થાતો આતમ નિશ્ચય જાણી, ધરો લઘુતા સારી. મોરા૦ ૧૧

બ્રહ્મચારી કહેવાઉં શી રીતે, બ્રહ્મચર્ય અહંકારી;
બ્રહ્મમાં ચરવું રમવું એવું, બ્રહ્મચર્ય સુખકારી. મોરા૦ ૧૨

ચામડીસ્પર્શને ચામડીરૂપે, મુંઝે ન જે નરનારી;
મોહપરિણતિસ્ત્રી સંગ છંડે, તેની જાઉં બલિહારી. મોરા૦ ૧૩

દ્રવ્યને ભાવથકી બ્રહ્મચર્યને, જે ધારે નરનારી,
જીવંતાં તે પ્રભુ ઈશ્વર છે, નમુ વદુ ગુણકારી મેરા૦ ૧૪
કાયિકવીર્યની રક્ષા કરવી, નવવાડો હિતકારી;
સ્ત્રીસંગ સૃષ્ટિવિરૂદ્ધ જે કર્મો, ત્યાગે નિજ સુખ ભાગી મેરા૦ ૧૫
સર્વ વ્રતોમા સાગર જેવુ, બાલ્યકાલથી ધારી,
બ્રહ્મચારી થાશો નરનારી, બનવુ ન કામવિકારી મેરા૦ ૧૬
બ્રહ્મચર્ય સમ કોઈ ન સુખકર, અનતશક્તિ ધારી;
બુદ્ધિસાગર બ્રહ્મચર્યથી, પરમ પ્રભુતા થનારી મેરા૦ ૧૭

---

## મોહમલ્લથી કુસ્તી.

( ૩૬ )

( ભક્તિ એવીરે ભાઇ એવી એ રાગ )

મોહમલ્લથી કુસ્તી કરૂ છુ, પ્રભુ જાપની સહાય ધરૂ છુ,
રૂપ અનેક ધરી મોહ આવે, ભૂલે આતમભાન તે ફાવે મો૦ ૧
હતો નહતો થઈ પાછો આવે, જડભોગમા સુખડા જણાવે;
જ્ઞાને પાછો કાઢીને હરાવુ, શુદ્ધ ઉપયોગથી ઘટ ફાવુ મો૦ ૨
ત્હોયે કેડો ન મારો મૂકે, છાનો ગુપચુપ મનો ટુકે;
મોહ ઉપર ક્રોધ જો થાતો, ક્રોધરૂપે તે પાછો જણાતો મો૦ ૩
ક્રોધ ઉપર ક્રોધ જો થાતો, ક્રોધરૂપે તે મન પ્રગટાતો;
દેહાકારમતિ તે કરાવે, ઉપયોગ ધરે ટળી જાવે મો૦ ૪
આંખ ચામડીમાહિ પ્રગટે, પાછો ઉપયોગે તે વિઘટે,
શત્રુ ઉપર વૈર ધરાવે, પાછો સમતાએ દૂર જાવે મો૦ ૫
નામ રૂપને કીર્તિમાં આવે, જ્ઞાને પાછો વળી દૂર જાવે;
મોહ, અગમ્યરૂપ કરે છે, લાગ જોઈને બહુ વિફરે છે મો૦ ૬

જાણ્યું મરી ગયો તે પૂરો, પણ આવે પ્રસંગે શૂરો;
શાંત થઈ ઠરવા નહીં દેતો, છાનો પ્રગટી કંઈ કંઈ કહેતો. મો૦ ૭

મોહ શયતાન માર્યો ન મરતો, દૂર કરતાં તે પાછો ફરતો;
સામાસામી દાવ લેવાતા, નીચે ઉપર બન્ને થાતા. મો૦ ૮

મોહ સરખો ન બળીયો બીજો, આતમ તેના ઉપર ખીજ્યો;
આતમ ખીજંતાં પાછો આવ્યો, સમભાવે પાછો હઠાવ્યો. મો૦ ૯

મોહ સૈનિક લાખો હજારો, તેનો થાતો જબરો ધુજારો;
જ્ઞાનધ્યાને પાછા હઠાવું, મદં આતમ જાણી ફાવું. મો૦ ૧૦

પાછો મોહ બળી થઈ આવે, પણ ઝાઝો ટકે નહીં દાવે;
હજીસુધી મહાયુદ્ધ ચાલે, રહ્યો ઉપયોગ સમતા વિચારે. મો૦ ૧૧

મોહ જીતીશું નિશ્ચય આવ્યો, મોહ યુદ્ધમાં ચેતન ફાવ્યો;
હજી યુદ્ધ કરંતો રહુંછું, સાચે સાચી વાતો કહુંછું. મો૦ ૧૨

મારૂં આતમબળ હવે વધતું, મોહમલ્લનું જોર છે ઘટતું;
ત્હોયે પલપલ ઉપયોગે ચાલુ, મોહયોદ્ધાને પ્રગટ્યો ટાળું. મો૦ ૧૩

પુરૂષાર્થ કરંતાં મરવું, મોહ મલ્લને મારી તરવું;
એવા નિશ્ચયે જીવું છું જગમાં, ભર્યો વૈરાગ્ય તન રગેરગમાં. મો૦ ૧૪

મોહની સુખ મીઠી વાતો, તેને મારી જ્ઞાને લાતો;
મોહ મારીને પ્રભુરૂપ થાવું, પ્રભુધ્યાને મોહ હઠાવું. મો૦ ૧૫

આતમ આનંદ ઝાંખી આવી, પુદ્‌ગલસુખ ભ્રાન્તિ હઠાવી;
હજી આતમ ઉપયોગ ધારૂં, હજી મોહના દાવો વારૂં. મો૦ ૧૬

મોહ જીતીને સુખિયા થાશું, પ્રભુપદની ઋદ્ધિ કમાશું;
બુદ્ધિસાગર પ્રભુપદ વરશ્યું, થયો નિશ્ચય ધાર્યું કરશ્યું. મો૦ ૧૭

---

## अलक्ष्यात्मा.

( ત્યાગીકા વેષ બનાયા બે. ત્યાગકુ કછુ ન પાયા બે એ રાગ )

( ૩૭ )

આતમ અકલકલા ત્હારી, તાહરી અલખ ગતિ ન્યારી;
નહિ તું માયા નહિ તુ કાયા, નહિ તુ પવનને પાણીરે;
નહિ તું પૃથ્વી નહિ તુ અગ્નિ, નહિ આકાર નિશાની આતમ૦ ૧
નહિ તુ નારી નરને નપુંસક, નહી ગુરૂ ને ચેલારે,
નહિ તુ ત્યાગી નહિ ઘરબારી, નહિ તુ મનને મેળા આતમ૦ ૨
નહિ તુ કાંયા નહિ તુ વાણી, નહિ તુ પ્યારો પ્યારીરે;
નહિ તુ હિંદુ જૈન મુસલ્માન, નહિ તુ હલકો ભારી આતમ૦ ૩
નહિ તું કાળો ગોરો ધોળો, નહિ માયા જઞાળીરે;
નહિ તું કર્મને નહિ તું મોહી, નહિ તું દુનિયાદારી આતમ૦ ૪
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ન શૂદ્ર જ, સર્વ વર્ણથી ન્યારોરે;
અભડાતો નહિ નહિ અભડાયો, ખેલ છે ત્હારો ન્યારો આતમ૦ ૫
નહિ તું ઉચો નહિ તું નીચો, પુદ્‍ગલદૃશ્યથી ન્યારોરે;
આંખે દેખાતો તે તું નહી, નહી મરણ અવતારો આતમ૦ ૬
જશ અપજશ પુદ્‍ગલથી ન્યારો, નહિ તું ધનને સત્તારે,
ઇન્દ્રિયોથી તું છે ન્યારો, નહિ તું મિલ્કત મત્તા આતમ૦ ૭
તું દેખે ને તુંહિ દેખાવે, તું ગાવે ગવરાવેરે,
તુંહિ સુણે ને તુંહિ સુણાવે, તું સમ ખેલ કરાવે આતમ૦ ૮
તુંહિ ભણે ને તુંહિ ભણાવે, તુંહિ નિજને ધ્યાવેરે,
સબ ખેલો તુ કરે કરાવે, ન્યારો થૈ સમજાવે આતમ૦ ૯
તુહિ કર્તા તુહિ અકર્તા, અકળ તમાસો ત્હારોરે;
અનેકદૃષ્ટિમયને તેથી, ક્ષણમા થાવે ન્યારો આતમ૦ ૧૦

આપ આપતું ભજન કરે ને, આપોઆપ સુણાવેરે;
સુણનારો ને ગાનારો તું, બાજી અજબ જણાવે. આતમ૦ ૧૧
સ્વામી ને સેવક તું પોતે, નાગર નટની બાજીરે;
તેમાં સમજ્યા ચૂપ બન્યા તે, બ્રાહ્મણ જતિને કાજી. આતમ૦ ૧૨
તું નહિ વ્રત તપ મક્કા કાશી, નહિ કાજી સન્‍ન્યાસીરે;
શોધકને સર્વત્ર જ તું છે, સમજે ટળે ઉદાસી. આતમ૦ ૧૩
શોધે નિજને તુંહિ શોધાવે, હું તું તેથી ન્યારોરે;
હું તું તેમાં તુંહિ સબમાં, કરતો જગ ઉજિયારો. આતમ૦ ૧૪
લુણ પૂતળી સાગરમાં ગઇ, સાગરમાંહી સમાણીરે;
બુદ્ધિસાગર આતમરૂપનો, પાર ન પામે વાણી. આતમ૦ ૧૫

---

## आरोग्यवान्.

(ઓધવજી સંદેશો કહેશો શ્યામને. એ રાગ.)

(૩૮)

આરોગ્યવંતાં નરનારી તે જાણવાં,
બ્રહ્મચર્યનો કરે ન ભંગ લગારજો.
સૃષ્ટિ વિરૂદ્ધકર્મોથી વીર્ય ન ખેરવે,
દેહવીર્યની રક્ષામાં બહુપ્યાર જો. આ૦ ૧
ભૂખથકી પણ કાંઈક ઓછું ખાવતાં,
મરચું મીઠું ખાવાનો પરિહાર જો;
મિષ્ટ વસ્તુઓ ગળપણને નહીં વાપરે,
શરીર સારૂં રહે તેથી નિર્ધાર જો. આ૦ ૨
તમોગુણી ખોરાક ન કયારે વાપરે,
ફ્લાહારથી દીર્ઘ જીવે નરનાર જો;
ચોખાદુધને છાશથી લાંબુ આઉખું,
ભોગવતાં નરનારી જગ સુખકાર જો. આ૦ ૩

ટાઢ તાપમા જેને દુઃખ ન થાય છે,
ભરવૃષ્ટિમાં ફરતા ન શરદી થાય જો;
બદામીગ્ગની વિદ્યાની આરોગ્યતા,
કબજીયાત વણ દેહારોગ્ય જણાય જો          આ૦ ૪

કાચા અન્નને જીરવે આરોગી જનો,
સ્વચ્છ હવા જલથી આરોગ્ય રહાય જો;
ખુલ્લી જગ્યામાં ફરતાં રોગો નહીં થતા,
બ્રહ્મચર્યથી સાત વર્ધાંજન થાય જો.          આ૦ ૫

દેહનુ વીર્ય તે રાજા દેહનો જાણવો,
તેના નાશે સર્વનાશ ઝટ થાય જો,
વીર્યના નાશે રોગે તનુ ઘેરાય છે,
મોટાં કાર્યો કર્યા વિના જીવ જાય જો          આ૦ ૬

ક્રોધ માન માયાને લોભ કષાય વણ,
કામ દ્વેષ વાશ મન, આરોગી ગણાય જો,
તનમનના આરોગ્યે નિર્મલ આતમા,
સમભાવી થૈ મુક્તિપુરીમા જાયજો          આ૦ ૭

માંન મદિરા દેખી વસ્તુ આહારથી,
દુર્વ્યસનોથી નહિ આરોગ્ય લગારજો,
મૈથુન આદિ ઇચ્છાઓ મન રોગ છે,
તેથી આરોગ્યે લાગે અગારજો          આ૦ ૮

ઉઘાડી વસ્તુ પાણી પીવુ નહીં કદિ,
ભૂખ વિના લેવો નહીં આહારજો;
વહેલા ઉઠને વહેલા ઉંઘે જે નરો,
એક બીતિ વણ આરોગી નરનારજો          આ૦ ૯

મન વાણી કાયાપર આલ્યપણાથકી,
કાબૂ રાખે દીર્ઘ જીવી તે થાય જો;
આરોગી નર નારીનાં સંતાન પણ,
આરોગ્ય જ ને સાચવતાં સુખ પાય જો; આ૦ ૧૦

લગ્ન થાય પણ બ્રહ્મચર્ય નહીં ભાંગતાં,
પ્રજોત્પત્તિ પ્રસંગ વણ મૈથુન ત્યાગ જો;
ઠંડા જલથી સ્નાન કરે કામી થતાં,
બ્રહ્મચર્ય પાળે ધરી સાચો રાગ જો. આ૦ ૧૧

કાલેરા પ્લેગાદિક રોગો ચાલતાં,
સ્વચ્છ હવા ત્યાં કરતાં વેગે વાસ જો;
ખાન પાનમાં પથ્ય નિયમને પાળતાં,
ઉપવાસે આરોગી દેહ જ ખાસ જો. આ૦ ૧૨

અતિઉંઘ નહિં અલ્પ ઉંઘ નહિ જેહની,
અતિ ઉપવાસ ન અતિવિહાર ન જ્યાંય જો;
ત્યાં આરોગ્ય છે મન તન ને નિજ આત્મનું,
ચિદાનંદથી આત્મારોગ્ય સુહાય જો. આ૦ ૧૩

સત્ય અહિંસા શુદ્ધ પ્રેમને ભક્તિથી,
શુદ્ધ વિચારોથી આરોગ્યજ થાય જો;
ચોરી જારીત્યાગથી મન તનની ભલી,
શક્તિયો જળવાતી શાંતિ પમાય જો. આ૦ ૧૪

પૃથ્વી જલ અગ્નિ વાયુ આકાશ પંચ,
ભૂતો દેવતા પેઠે છે સુખકારજો;
પંચભૂતનો શુભ ઉપયોગ કર્યાથકી,
લાંબુ જીવે જગમાં નરને નારજો. આ૦ ૧૫

બાહ્યાંતર કુદ્રત જીવનથી જીવતાં,
આરોગી નરનારી થૈ પ્રભુ પાયજો;
મન તનના રોગોનું કારણ ટાળતાં,
દવા વિના આનંદે જગ જીવાયજો આ૦ ૧૬
સમજીને આચરશે નિજ ભૂલો તજી,
મન તન આરોગી થાતા નરનારજો;
બુદ્ધિસાગર પ્રભુમયજીવને જીવતાં,
નરનારી પામે છે પ્રભુ પદ સારજો આ૦ ૧૭

---

## દુઃખીઓની સેવા.

( સવૈયા એકત્રીશા )

( ૩૯ )

ગરીબ દુઃખી રોગીઓની, સ્હાય કરો જગમાં નરનાર,
અનાથ બાલક મરતાઓની, વ્હારે ચઢશો થૈ તૈયાર ૧
તન મન ધનનું અર્પણ કરીને, દુખીઓની કરશો સેવ;
પ્રભુની ભક્તિ તેથી છે સહી, માનવ દિલમાં આતમ દેવ ૨
મનુષ્ય પશુ પખીઓ દુખી, તેઓની સેવામાં ધર્મ;
તેઓની સેવા તે પ્રભુની,—સેવા એ છે પુણ્યનું કર્મ. ૩
ગાયોનું રક્ષણ સહુ કરશો, સર્વ જગત્‌ની ગાય છે માત;
ગાય ભેંસ પશુ પક્ષી મરતાં, રક્ષ્યાથી સુખ શાંતિ ખ્યાત ૪
કોટિ હજારો લાખ રૂપૈયા, કોઈ ન સાથે આવે જાણ;
હાથે તે સાથે પરભવમાં, મડદું જાતું ઘોર મશાણ ૫
પરોપકારો કરવા માટે, તન મન ધન શક્તિ છે સાર,
માનવ બંધુઓ ! ! મન સમજી, પ્રેમે કરજો પરોપકાર ૬

ગરીબ ભીખારીને અનાથો, અશરણુ જે દેખાતાં બાલ;
તેની સેવામાં પ્રભુ ભક્તિ, માની વર્તો નરને નાર. ૭

અરે માનવો જાગો ઉઠો, સમજી કરશો પરોપકાર;
માટીમાં તનુ માટી મળશે, જે પહેલાં કરશો ઉપકાર ૮

વૃક્ષ નદી વાયુ સરવરને, મેઘો કરતા પરોપકાર;
સંતોના પગલે ચાલીને, દાન કરો ઝટ થૈ હુશિયાર. ૯

પ્રતિબદલો ને કીર્તિ ઈચ્છા,—ત્યાગી નિષ્કામે નરનાર;
દુઃખીઓને સ્હાય કરો ઝટ, ધર્મ તમારો એ નિર્ધાર. ૧૦

વિદ્યા ધન ઔષધને વસ્ત્રો, પાણીને ભોજન આહાર;
આપો જેને જે યોગ્યજ તે, એજ તમારો ધર્મ છે સાર. ૧૧

પરોપકારે મરતાં મુક્તિ, સુખ શાંતિ પામો નિર્ધાર;
નાત ધર્મનો ભેદ તજીને, સૌનું દુઃખ હરો નરનાર. ૧૨

એકગણું આપીને સામું, કોટિગણું ફલ પામો બેશ;
સર્વ જીવોનું ભલું કરતાં, મુક્તિ થાશે ટળશે ક્લેશ. ૧૩

માટે બાલક યુવાન વૃદ્ધો, દયા દાનને કરશો નિત્ય;
પ્રભુપદ પ્રાપ્તિ એથી નક્કી, આતમ થાશે પૂર્ણ પવિત્ર. ૧૪

કાળ અચાનક આવી ઝડપે, માટે નહીં લગાડો વાર;
પુણ્ય કર્મ જે ધર્મ કર્યું તે, જશે ન નિષ્ફલ નક્કી ધાર. ૧૫

દુરાચાર દુર્ગુણ વ્યસનોથી, માનવ ગણને તુર્ત બચાવ;
ભક્ત સંતની રીતિ એ છે, પરોપકારે લક્ષ લગાવ. ૧૬

ભલું કરી લે વાર ન કરરે ! ! ધર્મ કરી લ્યો નરને નાર;
બુદ્ધિસાગર ધર્મ કરંતાં, સફલ થશે માનવ અવતાર. ૧૭

# મોહસાથે યુદ્ધ.

( જીવલડા ઘાટ નવા શીદ ઘડે એ રાગ )

( ૪૦ )

પ્રભો ! ! તુજ સાથે પ્રીતિ કરૂ, મોહને મારી મુક્તિ વરૂ,
કર્મ મહાશયતાનની સાથે, જ્ઞાને કુસ્તી કરૂ,
મોહના સહુ યોદ્ધાઓ મારી, નિર્ભય દેશે ઠરૂ મોહને૦ પ્રભો૦ ૧
કામના સર્વ વિચારો ટાળુ, કામવાસના હરૂ;
નામરૂપનો મોહ ન ધારૂ, મોહી થૈ નહી મરૂ મોહને૦ પ્રભો૦ ૨
ક્રોધ માન માયા ને લોભનું,-મૂળ જડને સહરૂ;
આતમ આપસ્વરૂપે ખેલુ, જડ મમતા પરિહરૂ મોહને૦ પ્રભો૦ ૩
આત્મસ્વરૂપે રમણ કરીને, પ્રભુ ચારિત્રને ધરૂ;
લઘુ બાળકની પેઠે સરલ થૈ, સત્ય જીવન આદરૂ મોહને૦ પ્રભો૦ ૪
રાગ રોષની સાથે લડીને, સમતાથી સંચરૂ;
વૈર ન ધારૂ મારે તે પર, પવિત્ર આતમ કરૂં મોહને૦ પ્રભો૦ ૫
પ્રભુ તુજ માટે તાલાવેલી, લાગી દિલ તરફડુ,
મરણ જીવનની પેલી પાર, થૈ પ્રભુપદને વરૂ મોહને૦ પ્રભો૦ ૬
તુજ વણ પ્રભુ હું અન્ય ન ઈચ્છુ, તુજપદ ઇચ્છુ ખરૂ;
પ્રભુરૂપ થાવા નિશ્ચય ધાર્યો, હવે ન મોહે મરૂ મોહને૦ પ્રભો૦ ૭
મરણ વગેરે ભય દૂર કીધા, પ્રભો ! ! તુજ જીવન ધરૂ;
જ્ઞાન સમાધિ સમતા ધારી, પ્રભુમય થૈને ફરૂ મોહને૦ પ્રભો૦ ૮
મન વચ કાયા નિર્મલ ધારૂ, પાપવિચાર ન કરૂ;
મરૂ પણ અન્યનું બૂરૂ ન ઇચ્છુ, નિશ્ચયથી નહીં ફરૂ મોહને૦ પ્રભો૦ ૯
આતમભાવે સર્વજીવોની, સાથે વર્તન ધરૂ;
મમતા અહંતા ધરૂ ન કિંચિત્, સત્ય માર્ગ સંચરૂ
મોહને૦ પ્રભો૦ ૧૦

પ્રાણ જાય તો જાવા દઉં પણ, જૂઠું નહીં આચરૂં;
જૂઠી પ્રતિષ્ઠા કીર્તિ ન ઇચ્છું, સાચામાં મન ધરૂં. મોહને૦ પ્રભો૦ ૧૧
કામ સ્વાર્થને માટે ન જીવું, દોષો દૂરે કરૂં;
દોષ ભૂલને સંતાડું નહીં, નિર્દોષી મન ધરૂં. મોહને૦ પ્રભો૦ ૧૨
તુજપદ પ્રાપ્તિ માટે જીવું, ચિદાનન્દ નિજ સ્મરૂં;
મોહને મારીને આતમના,–જીવને ઠામે ઠરૂં. મોહને૦ પ્રભો૦ ૧૩
અનંત દર્શન જ્ઞાન ચરણમય,–શુદ્ધાતમ પદ સ્મરૂં;
મોહને માર્યા વણ નહીં જીવું, પાકો નિશ્ચય કરૂં. મોહને૦ પ્રભો૦ ૧૪
પલપલ પ્રભુને દિલ સંભાળું, પ્રભુથી ન જૂદો ફરૂં;
કર્મયોગી નિર્લેપી જ્ઞાની, આંતર જીવન ધરૂં. મોહને૦ પ્રભો૦ ૧૫
આપોઆપને સહાય કરો પ્રભુ !! અલખ અકલ પદ વરૂં;
બુદ્ધિસાગર પ્રભુમય જીવન,–રોમરોમ દિલ ભરૂં. મોહને૦ પ્રભો૦ ૧૬

---

## પ્રભુમિલન.

( મહીયારીરે મહીનું મૂલ્ય બતાવો એ રાગ. )

( ૪૧ )

પ્રભુ પ્યારારે સર્વ જગત આધારા, મારા દિલથી થાઓ ન ન્યારા;
પ્રભુ ત્હારૂં દર્શન કરવુંરે, આપોઆપ સ્વભાવે મળવુંરે;
આવે મરણ ત્હોયે નહીં ડરવુંરે, મોહ મારીને દેહથી મરવુંરે;
મારા સ્વામીરે છો તમે વ્હાલામાં વ્હાલા, સર્વ વિશ્વના તારણહારા.
પ્રભુ૦ ૧

તુજ મળતાં વચ્ચે મોહ આવેરે, લલચાવી ઘણું ફોસલાવેરે;
જોર કરીને ફંદે ફસાવેરે, ભાન ભૂલાવી ભરમાવેરે;
મોહ શયતાનના અજબ ઘણા છે ચાળા, જાણી ચેતી મળું તને
વ્હાલા. પ્રભુ૦ ૨

થઇ મરણિયો મનમોહ મારૂંરે, કામ યોદ્ધાને પટકી સંહારૂ રે;
ચિદાનન્દ સ્વરૂપ સભારૂંરે, સોઽહતત્વમસિધ્યાન ધારૂ રે,
મોહ ઉપરરે શત્રુભાવ ન ધારૂ, મોહરૂપને ગણુ નહીં પ્યારૂ પ્રભુ૦૩
મન શુદ્ધ કરી તને મળવુરે, પ્રાણ પડતાં ન પાછા વળવુરે;
મારૂ ત્હારૂ ન જગમાં કરવુરે, બ્રહ્મભાવે જીવવુ ઉગરવુરે,
લાજ ઈજ્જતરે અહતા મારી મરવુ, કર્યો નિશ્ચય દિલથી મળવુ પ્રભુ૦૪
સાત ભયથી હવે નહી બીવુરે, પ્રભુ તુજ સ્વભાવે જીવુરે;
મારૂ મનડુ થયું મરજીવુરે; ચિદાનદ અમૃતને પીવુંરે;
હવે જૂઠારે ઠાઠ સજુ નહી ઠાલા, મોહે કરૂ ન કાલાવાલા પ્રભુ૦ ૫
તુજ મળવા લાગી તાલાવેલીરે, મારી બુદ્ધિ બની જાણે ઘેલીરે;
મેં તો મોહમૈત્રીને હડસેલીરે, કામવૃત્તિને દૂર ઠેલીરે
તુજ ધ્યાનેરે આતમ નૂર અપારા, પ્રભુ પ્રેમે થયા ચમકારા પ્રભુ૦ ૬
ઘણાં સકટ દુઃખથી મરવુરે, કરી પ્રભુને પ્રેમે મળવુ રે;
હલાહલ વિષ પીને ઉગરવુ રે, એવા પ્રભુના મેળે ઉગરવુ રે;
મર્યા પહેલાંરે મરી જાવુ મ્હારા વ્હાલા, ત્યારે મળે તું થાય ઉજિ-
યારા પ્રભુ૦ ૭

શીર છેદીને રણમાં લડવુ રે, પ્રાણ પડે ન પાછા પડવુ રે,
શૂરા બનીને આગળ ચડવુ રે, પાછુ વાળી ન જોવુ ન રડવુ રે,
મરજીવોરે બન્યો દીનદયાળા, નક્કી પામીશ મગલમાલા પ્રભુ૦ ૮
સમભાવથી જીવન ગાળુ રે, આપોઆપને જ્ઞાને ભાળુ રે;
મોહ સૈન્યને જીતી ભગાડુરે, ગણુ જગમા ન સારૂ નઠારૂં રે,
થયો નિશ્ચયરે લાગી લગન તુજ વ્હાલા, ખરી ભક્તિએ કોઇ ન
હાર્યા પ્રભુ૦ ૯

ષટ્કારક રૂપ તું પોતેરે, આપોઆપ મળે જ્યોતિ જ્યોતેરે,
આપોઆપને જ્ઞાને ગોતેરે, જીવે આપોઆપ ઉદ્યોતેરે,
શ્રદ્ધા પ્રીતિરે જ્ઞાન ધ્યાન ઝલકારા, શુદ્ધ ઉપયોગે પ્રભુ ભાળ્યા
પ્રભુ૦ ૧૦

મ્હારૂં સર્વે તે ત્હારૂં કીધુંરે, ત્હારા રૂપને લીધું દીધુંરે,
પ્રભુ પામીશ અમૃત પીધુંરે, પ્રભુ પ્રેમે કારજ સિદ્ધયુંરે;
બુદ્ધિસાગરરે પામું મંગલમાલા, મારા વ્હાલાના થયા ઝળકારા.
પ્રભુ૦ ૧૨

---

## પ્રભુપદ પ્રાપ્તિ સાધન.

(ભક્તિ મારગ છે શરાનો નહીં કાયરનું કામ જોને. એ રાગ.)

(૪૨)

પ્રભુપદ મેળવા માટે તો, સર્વ કદાગ્રહ ત્યાગ ! ! આતમ.
માથાસાટે મુક્તિ મળતી, શૂરાના છે ખેલ. આતમ પ્રભુ૦ ૧
મરજીવા મર્દો પ્રભુ પામે, કાયર ભાગી જાય, જોને;
પ્રભુમાં પૂરણ લગની લાગે, સહુમાં પ્રભુ પરખાય જોને. પ્રભુ૦ ૨
અણુ અણુથી પણ લઘુ માને, લઘુતા એવી ધાર જોને;
સર્વ જીવોને પ્રભુરૂપ માની, સેવે બહુલા પ્યાર, જોને. પ્રભુ૦ ૩
નામરૂપના મોહને બાળી, સાચો ખાખી થાય જોને;
મોહની સાથે કુસ્તી કરતો, આતમમાં મરી જાય જોને. પ્રભુ૦ ૪
સર્વ જીવોને પ્રભુરૂપ દેખે, દેખે ન કોના દોષ જોને;
વૈરીમાં પણ પ્રભુને દેખે, કરે ન કોપર રોષ જોને. પ્રભુ૦ ૫
આંખોમાં ને ચામડીમાંહી, રહે ન કામવિકાર જ્યારે;
બદી રહે નહિ મોહની મનમાં, પ્રગટ પ્રભુ પરખાય ત્યારે. પ્રભુ૦ ૬
સર્વ લોકની સેવા ભક્તિ, એજ પ્રભુની સેવ સારી;
કરતાં પ્રભુનો અનુભવ આવે, આતમ આનંદ હોય ભારી. પ્રભુ૦ ૭
અંગોઅંગમાં રગોરગોમાં, પ્રભુની લગની પ્રીતિભારી;
જાગે ત્યારે પ્રભુ જીવંતા, મળતા નક્કી સત્યધારી. પ્રભુ૦ ૮
વેદ પુરાણ ને બાઇબલમાંહી, કુરાન આગમમાં ન એછે;
એતો નકશા સાક્ષી નિશાની, જીવંતો તનમાંહિ તેછે. પ્રભુ૦ ૯

મન તન એછે મસ્જીદ મદિર, તેમાં સાચો દેવ જોને;
નિર્મોહી થાતાં દેખાતો, આપોઆપજ પ્રભુજી છોને પ્રભુ૦ ૧૦
દેહ દેવળીયાંમાહિ સર્વે,–જીવો પ્રભુ સ્વરૂપ ભાળો;
દોષો દુર્ગુણ ટાળો નક્કી, પ્રભુથી તું નહી લેશ ન્યારો. પ્રભુ૦ ૧૧
પ્રભુ છે પાસે જગ ન દૂરે–પડદાઓ કરી દૂર જોને,
દુનિયામાયા દૂરે મૂકી, પ્રભુના માટે ખૂબ રોને પ્રભુ૦ ૧૨
આવ્યો અવસર ચૂક ન આતમ, જડમાં તુજને મૂઢ ગોતે;
નિર્મોહી થાતાં તું પોતે, ઝળહળતો પરખાય જ્યોતે પ્રભુ૦ ૧૩
અનંત નૂરના દરિયામાહી, પડિયા તે પ્રભુરૂપ પોતે;
નામ રૂપના મોહને ભૂલ્યા, ભગવત આપોઆપ જ્યોતે. પ્રભુ૦ ૧૪
મોહથી અળગા થૈ પ્રભુ વળગ્યા, પામ્યા ભવનો પાર સતો;
બુદ્ધિસાગર આત્મ ઉજાગર, સહજાનંદે નિત્ય ભક્તો. પ્રભુ૦ ૧૫

---

## પ્રભુ સન્મુખ ગમન.

ભક્તિ એવીરે ભાઈ એવી એ રાગ )

( ૪૩ )

આતમપ્રભુ ! ! તુજ સન્મુખ ચાલુ, તેમ કઈ કઈ નવુ નવુ ભાળુ;
તુજ સન્મુખ ડગલુ ભરતું, પડે ચૂકવવુ કર્મનુ ખાતું આ૦ ૧
તુજ શ્રદ્ધા પ્રીતિબલ ભારી, દુઃખ પડતા ન જાઉ હારી;
મોહની સાથ યુદ્ધને કરવુ, વળી આગળ પગલુ ભરવુ આ૦ ૨
ચાલવુ ચારે બાજુ તપાસી, પ્રભુના થઈ પૂર્ણ વિશ્વાસી,
ડગે ડગે મોહ હલ્લો કરતો, ગાફેલ મોહવની થૈ મરતો. આ૦ ૩
આવે વસમી યુદ્ધની ઘાટી, મોહકામની વસમી ઘાટી;
નામ રૂપનો મોહ હઠાવી, ભલી આતમભાવના ભાવી આ૦ ૪
જાવુ આગળ આત્મપ્રદેશો, દેખુ જ્યા નહિ રાગને દ્વેષો,
નહી આધિ વ્યાધિ ઉપાધિ, પ્રભુ સન્મુખ સુખ નિરાબાધ, આ૦ ૫

પ્રભુ જ્યોતિ અનંત પ્રકાશે, નિજથી પ્રભુ ભિન્ન ન ભાસે;
મરજીવા પ્રભુ પાસ જાવે, આતમપ્રભુ પોતે સુહાવે; આ૦ ૬
સાગરમાં ગાગર પાણી, મળ્યું એક સ્વરૂપે નિશાની;
બુદ્ધિસાગર પ્રભુને મળિયો, જ્યોતિ જ્યોતે ચિદાનંદ ભળિયો. આ૦૭

---

## आत्मप्रभु प्रगट्यानी निशानी.

( ભક્તિ એવીરે ભાઇ એવી. એ રાગ. )

( ૪૪ )

આતમ પ્રભુ પ્રગટ નિશાની, વાણીમાં શાન્તિ મઝાની;
નહીં આશા તૃષ્ણા કશ્યાની, નથી મોહની તાણાતાણી. આ૦ ૧
દયા દરિયો સત્યતા ભરિયો, મોહ મારીને જે ઉગરિયો;
રાગ રોષ ન મારૂં તારૂં, જેનું, મનડું નહીં વૈરવાળું. આ૦ ૨
પ્રભુ સન્મુખ મનડું વાળે, ચડે નહીં દુનિયાના ચાળે;
પામે આતમરસની ખુમારી, હસતું મુખ પ્રભુ વાત પ્યારી. આ૦ ૩
શુદ્ધ પ્રેમને ઉપકાર કાજ, પ્રભુનું પ્રગટયું સામ્રાજ્ય;
આતમ પ્રભુ તાલાવેલી, લાગી જ્યાં પ્રભુપ્રીતિહેલી. આ૦ ૪
પ્રભુ વણ બીજે ચિત્ત ન રીઝે, પ્રભુમસ્તીમાં મનડું ભીંજે;
મોહમાયાની બદી નહીં મનમાં, પ્રગટ્યા ત્યાં આતમપ્રભુ તનમાં.
આ૦ ૫
નાત જાત વેષ લિંગ ભૂલે, જડવસ્તુના મોહે ન ફૂલે;
કરે આતમની સત્ય શુદ્ધિ, ધારે નિર્મોહી નિર્મલ બુદ્ધિ. આ૦ ૬
સવ જીવને પ્રભુ સમ જાણે, શુદ્ધ ઉપયોગે મન આણે;
સેવા ભક્તિ ઉપાસના જ્ઞાને, ચિદાનંદ આતમ પ્રભુ માને. આ૦ ૭
ટળે દુર્ગુણને ગુણો આવે, ગુણોરૂપે પ્રગટ પ્રભુ, ભાવે;
બુદ્ધિસાગર પ્રભુ દિલ પ્રગટે, ત્યારે મોહની વૃત્તિ વિઘટે. આ૦ ૮



## મુક્તિપન્થ.

( સિદ્ધ જગત શિર શોભતા. એ રાગ )

( ૪૫ )

સાચો મુક્તિનો પન્થ છે, જૈનધર્મ આરાધ્ય ।।
દાન શીયલ તપ ભાવના, સંયમ સત્યને સાધ્ય  સાચો૦ ૧
ક્રોધ માન માયા લોભને, કામને વૈર નિવાર;
જડની મમતાને વારજે, મનના મોહને માર  સાચો૦ ૨
મનવચ કાયાથી ભિન્ન છે, આતમપ્રેમ લગાવ,
મનવચ કાયા પવિત્રતા, કરીને આત્મ જગાવ  સાચો૦ ૩
મારૂં તારૂં જગમાં નહી, ત્યાગી દે રાગરોષ;
મનવશ કરવાથી મુક્તિ છે, પ્રગટે વટમાં સંતોષ.  સાચો૦ ૪
સમતા સરલતા શુદ્ધતા, લઘુતાથી જગ ચાલ;
વૈરાગ્યે મન વાળીને, પ્રગટ્યા દોષને ટાળ  સાચો૦ ૫
જડવિષયોનારે ભોગમા, સુખની બુદ્ધિ ન ધાર,
આતમ સુખ પ્રગટાવવા, આતમમાં મન વાળ  સાચો૦ ૬
દુષ્ટ વિચારોનેરે ત્યાગજે, જૂઠમતાગ્રહ ત્યાગ,
વિષસમ વિષયોને જાણી તું, આતમભાવેરે જાગ  સાચો૦ ૭
કંચન કામિની મોહને, સર્પની પેઠેરે છંડ;
ચોરી જારીને પરિહરી, આતમમાં રઢ મંડ  સાચો૦ ૮
દેહાધ્યાસને છંડી દે, આતમ ઉપયોગી થાવ ।।
દર્શન જ્ઞાન ચારિત્રની, સાચી લગની લગાવ  સાચો૦ ૯
પ્રભુરૂપ જ્ઞાન આનન્દ છે, એવા પ્રભુ પ્રગટાવ;
આતમ લગની લગાડીને, આતમપ્રભુને જગાવ ।।  સાચો૦ ૧૦
જાણે દેખે તું આતમા, કરતો સ્વપર પ્રકાશ,
તે તું પ્રભુ નિજ જાણજે, એવો ધર વિશ્વાસ  સાચો૦ ૧૧

સેવા ભક્તિને જ્ઞાનથી, કરજે આતમ શુદ્ધ; સાચો૦ ૧૨
સમપરિણામેરે આતમા, થાવે ઝટ શિવ બુદ્ધ.
શાસ્ત્ર વિષય લોકવાસના, કામની વાસના ટાળ; સાચો૦ ૧૩
ધારણા ધ્યાન સમાધિથી, આતમરૂપમાં મ્હાલ.
સમકિત અણુવ્રત વિરતિ, નિઃસંગ ભાવને ધાર; સાચો૦ ૧૪
જૈનધર્મનું એ મર્મ છે, સદ્ગુણ ધર !! સદાચાર.
મૈત્રી કરૂણા મધ્યસ્થતા, કરૂણા ભાવને ભાવ !! સાચો૦ ૧૫
આતમ વણ પરભાવને, મનમાં પ્રગટ્યો હઠાવ !!
મનનું કહ્યું કરવું નહીં, આતમનું કહ્યું માન !! સાચો૦ ૧૬
મનમાં આતમ પ્રેરણા, ઝીલી થા ભગવાન,
સહુદર્શનીધર્મપન્થીઓ, પામે સમતાથી મુક્તિ; સાચો૦ ૧૭
જૈનધર્મ સત્ય સાર છે, સમતા ભાવથી યુક્તિ.
આતમવડે નિજ આત્મની,–મુક્તિ નિશ્ચય થાય; સાચો૦ ૧૮
બુદ્ધિસાગર આતમા, આનંદ મંગલ પાય.

---

## પરમેશ્વરપ્રાર્થના સ્તવન.

( માયામાં મનડું મોહ્યુંરે. એ રાગ. )

( ૪૬ )

પરમેશ્વર પ્રભુજી પ્યારારે, વ્હાલામાં વ્હાલા;
મુજ આતમ ઉદ્ધરનારારે, છો જગ આધારા. ॥
અર્પાઇ ગયો પ્રભુ તુજમાં, રોમેરોમે તું મુજમાં;
તુજ ઝાંખી છે મુજ સુઝમાંરે વ્હાલા૦ પરમેશ્વર૦ ૧
પાંચે ઈન્દ્રિયો મ્હારી, તુજ સેવામાંહી ધારી;
અલબેલા લેજો ઉગારીરે. વ્હાલા૦ પર૦ ૨

મન વાણી, ભક્તિમાટે, તુજ ભક્તિ શિરને સાટે;
ધારી છે મુક્તિ વાટેરે                    વ્હાલા૦ પર૦ ૩
વિયોગ ન પલનો થાશે, પ્રેમે પરગટ પરખાશો;
પ્રભુમય જીવન મુજ થાશેરે                    વ્હાલા૦ પર૦ ૪
જીવુ તુજ રૂપે થાવા, બીજા ન ઈચ્છુ લ્હાવા;
છડ્યા જડ મોહના દાવારે                    વ્હાલા૦ પર૦ ૫
મન વાણી તનુના બનાવો, તુજ ભક્તિમાટે થાવો;
આતમરૂપે પ્રગટાવોરે                    વ્હાલા૦ પર૦ ૬
પ્રભુ ચિદાનદ ગુણધારી, આપોઆપ જ ગાઉ ભારી;
બુદ્ધિસાગર બલિહારીરે                    વ્હાલા૦ પર૦ ૭

---

## प्रभुसहायनी प्रार्थना स्तवन

( રાગ ઉપરનો )

( ૪૭ )

પ્રભુ વ્હેલા સ્હાયે આવોરે, મુજ દીનદયાલા;
સેવકને જલ્દી ઉગારોરે, પરમેશ્વર વ્હાલા ॥
મુજને મોહ રાક્ષસ મારે, દુઃખ દેતા લેશ ન હારે,
તુજ વણ નહીં કોઇ ઉગારેરે                    મુજ૦ પ્રભુ૦ ૧
લડુછુ મોહની સાથે, કુસ્તીથી હાથોહાથે,
આવુ છુ બાથબાથેરે                    મુજ૦ પ્રભુ૦ ૨
પટકીને મોહને પાડુ, પાછો લેઇ આવે ધાડુ;
લડવામા સહુ દિન ગાળુરે                    મુજ૦ પ્રભુ૦ ૩
ચતાઈ મોહ સતાવે, ત્યા જોર ન મારૂ ફાવે;
ભાગીને પાછો આવેરે                    મુજ૦ પ્રભુ૦ ૪

તુજ સ્હાયે મોહને મારૂં, નિશ્ચય એવો દિલ ધારૂં;
તનુ વાણી દિલ કર્યું ત્હારૂં રે. મુજ૦ પ્રભુ૦ ૫

તુજમાટે તુજ અર્પાયો, તુજ જીવનમાં લય લાયો;
તુજ શ્રદ્ધા પ્રીતિ જીવાયોરે. મુજ૦ પ્રભુ૦ ૬

અર્હન્ ! ! અલબેલા આવો, અસંખ્યપ્રદેશે સુહાવો.
બુદ્ધિસાગર સુખદાવોરે. મુજ૦ પ્રભુ૦ ૭

---

## जगत् जीतनार.

(૪૮)

જગ જીત્યો તેહ જાણ, આતમ ! જગ જીત્યો તેહ જાણ ।।
આશા તૃષ્ણા દૂર નિવારી, જગમાં ન રોષ વા પ્યાર. આ૦
મૈથુન ભોગની ઇચ્છા જીતી, આસક્તિ ન લગાર. આ૦ ૧
આતમ સમ જગજીવો જાણ્યા, આતમ સમ સહુ પ્રાણ; આ૦
રાગ ને દ્વેષનાં બંધન છંડયાં, ઈચ્છે ન કીર્તિ માન. આ૦ ૨
હિંસા કરે નહીં જૂઠું ન બોલે, ચોરી કરે ન લગાર; આ૦
વિષ્ટાસમ ધન કંચન જાણે, જરા ન કામ વિકાર. આ૦ ૩
માતાસમ સ્ત્રીદેહો ભાસે, ચર્મરૂપે ન સુંઝાય; આ૦
ઇન્દ્રિય જડસુખ ઇચ્છા ટાળી, શુદ્ધાતમને ધ્યાય. આ૦ ૪
ક્રોધ માન માયા લોભ નિવારી, ધરતો આતમજ્ઞાન; આ૦
દેહમાં રહે તો પણ નહીં મોહી, આતમમાં મસ્તાન. આ૦ ૫
હિંસા કરે ન કરાવે ક્યારે, મારે મોહ શયતાન; આ૦
મનવશ કરીને દેહમાં એકલો, રહેતો તે ભગવાન્. આ૦ ૬
મનને જીત્યો તે જગ જીત્યો, મોહ માર્યો તે મહાન્; આ૦
બુદ્ધિસાગર શુદ્ધાતમ પ્રભુ, જીવંતો તે પ્રમાણ. આ૦ ૭

## ગુલામ.

( રાગ ઉપરનો )

( ૪૯ )

ગુલામ તેહ ગણાય, જગત્માં ગુલામ તેહ ગણાય૦ ॥
મોહના તાબે થાય                                              જગત્માં૦
જડમા સુખની બુદ્ધિ ધારે, વિષયભોગને ચ્હાય,          જગત્માં૦
દેહને આતમ માને મોહે, કરે ઘણા અન્યાય              જગત્માં૦ ૧
ક્રોધ માન માયા લોભના તાબે, રહેતો કરે જડ પ્યાર,  જગ૦
વૈર વિરોધને પાપ કરે બહુ, સેવે જે દુરાચાર            જગત્માં૦ ૨
સસારમા સુખ માની બેઠો, કરતો દુષ્ટ વિચાર,           જગ૦
રાગદ્વેષમા આયુ ગાળે, કરે ન પ્રભુથી પ્યાર             જગત્માં૦ ૩
કંચન કામિનીમાં સુખ માને, દુર્વ્યસનો ધરનાર,          જગ૦
પ્રભુની પાસે જડસુખ માગે, હિંસક જૂઠ વદનાર         જગત્માં૦ ૪
ચોરને મૈથુનકામી હરામી, મનનુ કહ્યું કરનાર,           જગત્માં૦
મનશયતાનના વશમાં પડેલો,રાજ્યમાં સુખ ગણનાર  જગત્માં૦ ૫
શહેનશાહો ચક્રી ઇન્દ્રો, મોહે છે દાસના દાસ,           જગત્માં૦
મનદાસવશ નહી તે નહીં દાસો, બીજાછેદાસો ખાસ  જગત્માં૦૬
આતમના વશ કર્યું મન જેણે, ઈન્દ્રના ઈન્દ્ર તે ખાસ, જગત્માં૦
બુદ્ધિસાગર આતમ સુખિયા, પ્રભુ છે તે નહીં દાસ  જગત્માં૦ ૭

---

## સાધ્ય

( પૂર્ણ થયો છે ખેલ સજનો પૂર્ણ થયો છે ખેલ એ રાગ )

( ૫૦ )

પરમાતમ પદ સાધ્ય, સાધન લાખો કરોડો ગણાય;
ભાખે વીરજિનરાય                                              સાધન૦

નગર એક માર્ગો ઘણારે, પંથો ન નગર ગણાય,
ભિન્ન ભિન્ન પંથોવડેરે, નગરમાં લોકો જાય. સાધન૦ ૧
સર નદી કૂપાદિક ઘણાંરે, જળનાં સ્થાન ગણાય;
તૃષા નિવારક સાધ્યમાંરે, જલ બહુવિધ સુહાય. સાધન૦ ૨
ક્ષુધાનિવારક કાર્યમાંરે—ભોજન સાધન ભેદ;
કાર્ય એક સાધન ઘણાંરે, સાધન ભેદે શ્યો ખેદ. સાધન૦ ૩
લજ્જાશીત નિવારવારે, વસ્ત્રાદિ સાધન વૃન્દ;
સાધનભેદે ન ભેદતારે, સમજે નહીં મતિમન્દ. સાધન૦ ૪
જ્ઞાન સાધ્યનાં સાધનોરે, ગુર્વાદિક બહુ જોય;
તરતમયોગે જાણવાંરે, જ્ઞાનીને કલેશ ન હોય. સાધન૦ ૫
ગાય ભેંસ બહુ જાતનીરે, દુગ્ધમાં સાધન જાણ;
સાધનને સાધ્યજ ગણીરે, મુંઝે મૂર્ખ અજાણ. સાધન૦ ૬
પરમાતમ પદ સાધવારે, ધર્મમાર્ગ બહુ ભિન્ન;
મનમોહ મારવા સાધનોરે, થાઓ ન ભેદે ખિન્ન. સાધન૦ ૭
અસંખ્ય સાધન યોગછેરે, રૂચિ શકત્યાદિથી ભેદ;
સર્વ જીવોમાં જાણવારે, સમજી ન કરવો ખેદ. સાધન૦ ૮
અનેક ધર્મને દર્શનોરે, વૈદ્યરોગ બહુ જેમ;
તરતમ યોગે સાધનોરે, નય સાપેક્ષે તેમ. સાધન૦ ૯
દાકતર વૈદ્યને ઔષધોરે, અનેક રોગ અનેક;
રોગો ઉપાયો અનેકછેરે, જાણી કરવો વિવેક. સાધન૦ ૧૦
સાધનભેદે લડાલડીરે, યુદ્ધો મનુષ્ય સંહાર;
કરે તે ધર્મ ન જાણતારે, સમજ્યા ન ધર્મ લગાર. સાધન૦ ૧૧
રાગ રોષ કામ મોહનેરે, મારે તે પ્રભુપદ પાય;
ગમે તે સાધન ભેદથીરે, સાધ્ય સાધે શિવ થાય. સાધન૦ ૧૨
ધર્મ દર્શન પન્થ મોહથીરે, પ્રભુ દૂર ગાઉ કરોડ;
મન માર્યાથી મુક્તિ છેરે, સાધને સાધ્યને જોડ. સાધન૦ ૧૩

સેવા ભક્તિ ઉપાસનારે, જ્ઞાન ક્રિયાને યોગ,
અનેક સાધન જાણવાંરે, આતમશુદ્ધિ પ્રયોગ સાધન૦ ૧૪

જેમ જીવવાનાં સાધનોરે, સર્વજીવોનાં અનેક,
તેમ પ્રભુપદ સાધ્યનારે, અસખ્યહેતુવિવેક સાધન૦ ૧૫

દયા સત્ય અસ્તેયનેરે, વ્યભિચારનો ત્યાગ,
મન વચ કાય પવિત્રતારે, પૂરણ પ્રભુપર રાગ. સાધન૦ ૧૬

પ્રભુ સમ વિશ્વ અનુભવેરે, પરખે પ્રભુને તેહ,
પ્રભુમય જીવને જીવતોરે, થાવે સદ્‌ગુણ ગેહ સાધન૦ ૧૭

વીર પ્રભુજી જણાવતારે, એવો ધર્મનો મર્મ,
બુદ્ધિસાગર સાધ્યમાંરે, એવો છે જૈનધર્મ સાધન૦ ૧૮



## अन्तर्नाद आत्म अवाज–ज्ञानस्फुरणा.

મગઠી સાખી

( ૫૧ )

સપ્રતિ ભૂત ભવિષ્યના જ્ઞાનનો, આતમ પ્રભુ મહાદરિયો,
આતમમાથી પ્રગટે ધર્મો, સર્વશાસ્ત્રોથી ભરિયો
આતમ પ્રભુનોરે અતર્ અવાજ સાભળો, આતમ પ્રભુ કહ્યું કરજો
આતમ૦ ૧

જ્ઞાનને ધ્યાન સમાવિયોગે, રાગદ્વેષવિયોગે,
પરાપરશ્યતી સ્ફુરણાપ્રયોગે, સુમતિના સયોગે આતમ૦ ૨

રાગ દ્વેષાદિક મનમોહની,–પ્રેરણાથી છે ન્યારો,
મોહ અવાજને આતમ અવાજનો, ભેદ કરી સત્ય ભાળો આતમ૦ ૩

ઉપશમ ક્ષયોપશમને ક્ષાયિક,–ભાવમાં જ્ઞાન પ્રકાશો,
મોહવિના સત્ય આતમ અવાજે, સુણતા સ્વયગુરૂ થાશો. આતમ૦ ૪

સર્વજાતનાં શાસ્ત્રો ગ્રન્થો, ધર્મશાસ્ત્રો છે જેઓ;
આત્મ અવાજથી સત્ય જણાતું, ધરો અંતરૂથી નેહો. આતમ૦ ૫
રાગ દ્વેષ કામવૃત્તિયો ટળતાં, અંતરૂમાં સત્ય ભાસે;
આતમ ગુરૂને આતમ ચેલો, સત્ય છે આત્મપ્રકાશે. આતમ૦ ૬
આતમજ્ઞાનની સાચી સ્ફુરણા, તે છે આત્મ અવાજો;
અંતર્ પ્રેરણા સાચી તે છે, પ્રગટાવી જગ છાજો. આતમ૦ ૭
કેવલજ્ઞાનીનો સત્ય અવાજ છે, પરખો આત્મ અવાજે;
આત્મઅવાજથી સત્યપરીક્ષા, કરશો તો પ્રભુ રાજે. આતમ૦ ૮
સત્યજ્ઞાન તે આત્મ અવાજ છે, અનહદધ્વનિ પેલી પારે;
હઠ સમાધિથી પેલી પારે, સમયોગે કૈ ભાળે. આતમ૦ ૯
આત્મ અવાજના ભેગો મોહનો,—અવાજ ઝટ ભળી જાવે;
ધર્મના મતભેદો છે તેથી,—જ્ઞાની સમજે સ્વભાવે. આતમ૦ ૧૦
અંતર આતમ શુદ્ધ અવાજમાં, વેદાગમ સત્ય સર્વે;
આત્મ અવાજને મૂકી દુનિયા, રહેતી મિથ્યાગર્વે. આતમ૦ ૧૧
મોહના સર્વ સંકલ્પ વિકલ્પો, વિણસે જ્યારે ત્યારે;
અનંત જ્ઞાનાનન્દનો દરિયો, સ્વયં દેખાય છે ભારે. આતમ૦ ૧૨
આત્મ અવાજમાં જીવતાં સાચાં, ધર્મનાં શાસ્ત્રો સમાયાં;
વેદાગમ કુરાનને બાઇબલ, સાચાં તો માંહી જણાયાં. આતમ૦ ૧૩
ધર્મો ને શાસ્ત્રો પ્રગટ્યાં જ્યાંથી, તે આતમપ્રભુ પોતે;
ક્યાં તું ભોળા બીજે ગોતે, ઝળહળે તું સત્ય જ્યોતે. આતમ૦ ૧૪
આત્મ પ્રભુ વિશ્વાસી આતમ, થૈ અંતરૂ મન રાખો;
અંતરૂના પયગામ અવાજો, સુણીને સાચું ભાખો. આતમ૦ ૧૫
અંતરૂ આતમ સત્ય અવાજને, સુણે તે સત્યગુરૂ થાવે;
અંતર જ્ઞાનની પ્રેરણા વણ કોઈ, ગુરૂ ન શિષ્ય સુહાવે. આતમ૦ ૧૬
અંતર અવાજ તે આતમનો છે, સુણશો આપોઆપે;
સત્ય તે આતમમાંથી પ્રકાશે, મુંઝો ન શબ્દની છાપે. આતમ૦ ૧૭

સત્ય અવાજને દાબી ન દેવો, વર્તો સત્ય અવાજે;
કાયામાંઆતમ પ્રભુ પ્રગટે, ત્રણ્યભુવનમાં ગાજે  આતમ૦ ૧૮
મોહ શયતાનના દુષ્ટ અવાજો, સુણશો નહીં ન આદરશો,
આતમપ્રભુના અવાજો મૂકી, બીજે ન ક્યાંયે ફરશો  આતમ૦ ૧૯
શુદ્ધાતમના જ્ઞાન અવાજથી, વર્તો નરને નારી;
બુદ્ધિસાગર આપોઆપજ, સત્ય પ્રભુ નિર્ધારી  આતમ૦ ૨૦

---

## आत्मदर्शन लगनी.

( સિદ્ધ જગત શિર શોભતા એ રાગ )

( ૫૨ )

દર્શન ઘો મુજ આતમા, તારી લાગી લગન;
તુજ વણ બીજુ ઇચ્છુ નહીં, કરવો તુજને પ્રસન્ન  દર્શન૦ ૧
તુજ વણ બીજુ શું ? દેખવું, તુમ વણ બીજુ ન મન્ન;
તરફડતો તુજ વણ બહુ, ત્હારા વણ બળે તન  દર્શન૦ ૨
તુજ દર્શનમાટે તપ તપુ, કરતો વ્રત જપ જ્ઞાન;
તલસુછુ તાલાવેલીએ, કરતો સયમ ધ્યાન  દર્શન૦ ૩
તુજ દર્શનમાટે જીવુછુ, બીજુ કાંઇ ન કાજ,
મુજ મનમંદિરે શોભતો, ત્હારા વણ ક્યુ ? રાજ  દર્શન૦ ૪
આનંદ જ્ઞાન સ્વરૂપ છો, ત્હારૂ નહીં જડરૂપ;
જગ માતા અને બાપ છો, મળતાં નહીં દુઃખ ધૂપ. દર્શન૦ ૫
મોહના પડદાને ચીરતાં, આપોઆપ છો પાસ;
દર્શન ઘો આપોઆપને, ટાળી ઘો દુ ખપ્યાસ  દર્શન૦ ૬
મોહવિનાશથી એકલો, આતમદેહમા થાય;
આતમદર્શન આતમા, આપોઆપ તે પાય.  દર્શન૦ ૭

રોમે રોમેરે તું વસ્યો, મારા હૈડાના પ્રાણ;
તુમ વણ ગમતું ન કોઇથી, જીવંતા ભગવાન. દર્શન૦ ૮
ચેન પડે નહીં તુજ વિના, જીવ્યું પલક ન જાય;
તુજને સ્વપ્નામાં ઝંખુંછું, પલ વર્ષો સમ થાય. દર્શન૦ ૯
મોહનો સંગ ન રૂચતો, રૂચે નહીં કામ ભોગ;
ભક્તિ ઉપાસના જ્ઞાનને. તુજ માટે ધર્યો યોગ; દર્શન૦ ૧૦
છૂપાશો નહીં સાહિબા, થાઓ હજરાહજૂર;
વ્હાલમ તારૂંરે વ્હાલ છે, જગ તુજ ભરપૂરનૂર. દર્શન૦ ૧૧
ઉંચે નીચે ને મધ્યમાં, આગળ પાછળ દેવ !!
અપરંપાર અનંત છે, મહિમા કરૂં તુજ સેવ. દર્શન૦ ૧૨
જ્યાં ત્યાં દેખું ત્યાં તાહરો, મહિમા ભાસે અનંત;
દર્શન ઘો હવે તત્ક્ષણે, ક્ષણ નહિ જાતું જીવંત. દર્શન૦ ૧૩
ઇન્દ્રિયો મન તનથકી, લાગ્યો લગનીનો તાર;
શ્રદ્ધા પ્રેમને જ્ઞાનમાં, ભાસ્યા તારણહાર. દર્શન૦ ૧૪
દેખે ગાવે તું આપને, ધ્યાવે છે આપોઆપ;
એવો અનુભવ આવીયો, આનંદ પ્રગટ્યાની છાપ. દર્શન૦ ૧૫
આપોઆપના દર્શને, આતમ આતુર થાય;
બુદ્ધિસાગર પ્રભુ મળે, પ્રભુરૂપ જીવો જણાય. દર્શન૦ ૧૬

---

## दर्शनदेइने संताता आत्मप्रभुने ठपको.

( ગંગાતટ તપોવનમાંરે બની રચના ભારી. એ રાગ. )

( ૫૩ )

દેઈ દર્શન વ્હાલારે, આતમ પ્રભુ છૂપાતા,
વિજળી ચમકારારે, પેઠે તમે સંતાતા. દેઈ૦

સાખી.

શુદ્ધોપયોગ પ્રવાહથી, ક્ષણમા કરે પ્રકાશ,
જ્ઞાનાનન્દ સ્વરૂપથી, પ્રગટો છો દિલ ખાસ
ચૌદ ભુવનના સ્વામીરે, પ્રસન્ન થઈ હરખાતા     દેઈ૦ ૧
સૂરજ નીચે વાદળાં, આવે ને વળી જાય;
તેમ તમારી છે દશા, અનુભવથી સમજાય
ઉપયોગે પ્રગટછોરે, ખગ સમજ્યા જાતા     દેઈ૦ ૨
અસંખ્ય ભાનુ ચંદ્રમા, તારા ગણનો પ્રકાશ,
તેથી અનંત પ્રકાશી તું, સ્વપરપ્રકાશી વિલાસ
તારા એકપ્રદેશમાંરે, જગત્ સહુ સમાતું     દેઈ૦ ૩
ત્હારા જ્ઞાનમાં જગ સહુ, ઉપજેને વિણસાય,
જ્ઞાનમાં જ્ઞેય સબંધથી, સર્ગ લયો પર્યાય
જ્ઞાનમા જ્ઞેયજગનારે, કર્તા ને હર્તા સદા     દેઈ૦ ૪
અનત જ્યોતિ તાહરી, આનદ અપરપાર;
કર્તા કર્મ કરણ તુંહિ, સપ્રદાન નિર્ધાર
અપાદાન આધારરે, કઈક તમે સમજાતા     દેઈ૦ ૫
અતર પટ્કારકમયી,—અસખ્ય તારા નામ;
અનત ત્હારૂ રૂપ છે, તુજને કરૂ પ્રણામ,
સેવક સ્વામી તું પોતેરે, આપોઆપ પ્રભુ માતા.   દેઈ૦ ૬
ચમત્કાર દરિયો તુંહિ, સર્વ લબ્ધિ ભડાર,
જે જોઈએ તે તુજવિષે, અનત ધર્માધાર;
અકલક અવિનાશીરે, નિજાનંદ નિર્માતા     દેઈ૦ ૭
ઉત્પત્તિ વ્યય ધ્રૌવ્યમય, ગુણપર્યાયાધાર,
દર્શન ધર્મની ખાણ છો, ભવોદધિ તારણહાર;
અનંત શક્તિના સ્વામીરે, પિતા માતા ભ્રાતા     દેઈ૦ ૮

ક્ષયોપશમ જ્ઞાન ચરણથી, વ્હાલા અસંખ્યવાર;
પ્રગટ્યાપછી સંતાઓ છો, અનુભવ્યા નિર્ધાર,
સંતાવાનો જે પડદોરે, ચીરી પ્રગટો ત્રાતા. દેઈ૦ ૯
કર્મના પડદા પાછળે, હવે નહીં સંતાઓ ।।
સદા પ્રકાશી થઇ રહો, હજરાહજૂર જણાઓ;
પ્રભુ ઉપયોગતાનેરે, સદા રહો હરખાતા. દેઈ૦ ૧૦
તુજ જીવનથી જીવવું, દેહ છતાં નિર્ધાર;
મુજ નિશ્ચય તે તાહરો, જાણી પાર ઉતાર,
બુદ્ધિસાગર આતમરે, પ્રભુ વિભુ છો દાતા. દેઇ૦ ૧૧

## પ્રભુવિશ્વાસ.

( સજનો પૂર્ણ થયો છે ખેલ. એ રાગ. )

( ૫૪ )

આતમ પ્રભુ એક છે તુજ વિશ્વાસ;
મુજ જીવન તું ખાસ. આતમ૦
એક આધાર તું માહરેરે, તુજથી જીવ્યું જાય;
અર્પાયો તુજ ભાવમાંરે, તું ગતિ તું મતિ ન્યાય. આતમ૦ ૧
દુઃખ પડો કોટિગમેરે, મૂકું ન તુજને લગાર;
કરવું ઘટે તે કર પ્રભુરે, તું મુજ તારણહાર. આતમ૦ ૨
સારા માટે સર્વે થતુંરે, કરે તે શુદ્ધતા હેત;
મનમાં તારી પ્રેરણારે, ઝીલું પ્રભુ સંકેત. આતમ૦ ૩
તુજ સન્મુખ આવું પ્રભુરે, પાછો ફરૂં નહીં લેશ;
જીવંતાં મરણું કરીરે, જીવતો થાઉં હમેશ. આતમ૦ ૪
શૂરો થઇ મોહથી લડીરે, ભેટું હજરા હજૂર;
બુદ્ધિસાગર પ્રભુ મળેરે, ઝળકે અનંતુ નૂર. આતમ૦ ૫

## પ્રભુપાસે ગમન.

( પૂર્ણ થયો છે ખેલ સજનો પૂર્ણ થયો છે ખેલ )

( ૫૫ )

આવું છું તુજ પાસ, આતમ પ્રભુ આવું છું તુજ પાસ;
છોડી જગ સુખ આશ, આતમ પ્રભુ૦
દુનિયા ખીજે તો ખીજજોરે, ત્હારી રીઝમાં ખાસ;
લાગી તાલાવેલી તાહરીરે, લાગી લગની પ્યાસ આતમ૦ ૧
મારગમાંહી ચાલતાંરે, વિપત્તિયો લાખ,
સંકટ દુઃખો સહુ સહુંરે, થાતા દેહની રાખ, આતમ૦ ૨
સર્વ જીવોને પ્રભુ સમારે, ગણી ન કરૂં રાગ રોષ;
ભાગીશ નહીં ભય આવતાંરે, કોપર દઉં નહીં દોષ આતમ૦ ૩
પડી આખડી પાછું ચાલવુંરે, થાકથી કરૂં વિશ્રામ;
પાછો ઉઠી ચાલું પ્રભુરે, તુજવણ બીજું ન કામ આતમ૦ ૪
તુજ શ્રદ્ધા પ્રીતિવડેરે, થાય ચાલતા હામ;
આશાને ઉત્સાહથીરે, ચાલું છું ગુણધામ આતમ૦ ૫
આપે અશ્રુસાગર કરૂંરે, વિશ્રામનો આધાર;
થનાર હોય તે સહુ થશોરે, પાછો નહીં ફરનાર આતમ૦ ૬
લોહી તરબોળ પગને કરૂંરે, મરતાં ન છોડું પન્થ;
તુજ મળવા ઉભ્યું જતુંરે, સાખ પૂરે છે ગ્રન્થ આતમ૦ ૭
અન્તર્ ઝીણી તુજપ્રેમરે, અર્પ્યં આવ્યો નાથ,
તુજ નગરીની નિશાનીયોરે, દેખી થયો છું સનાથ આતમ૦ ૮
સમભાવ સિદ્ધો માર્ગ છેરે, તે નગર વસતી છે પાસ;
રાગ દ્વેષ આડી દિવાલીરે, જેનું ન આવે કાંઈ આતમ૦ ૯

જેવો તેવો પણ તાહ્યરોરે, આવુંછું હજરાહજૂર;
બુદ્ધિસાગર આતમારે, દેખું આનંદ નૂર. આતમ૦ ૧૦

---

## પ્રભુ દૂર નથી,

( આનંદ ક્યાં વેચાય ચતુરનર આનંદ કયાં વેચાય એ રાગ. )

( ૫૬ )

આતમપ્રભુ નથી દૂર, આતમપ્રભુ દેખુંછું હજરાહજૂર.
જગમાં છે મશહૂર, જ્યાં ત્યાં આતમ પ્રભુ મશહૂર. ॥
જ્યાં ચૈતન્ય દેખાય છેરે, આતમ પ્રભુ ત્યાં ખાસ;
સર્વ જીવો સત્તાવડેરે, બ્રહ્મ છે ધર વિશ્વાસ. આતમ૦ ૧
જ્યાં ત્યાં આતમપ્રભુ વિલસતારે, દેહ દેવળ વસનાર;
જ્યાં ત્યાં કર્મના વેષમાંરે, સેવું ભજું દિલદાર. આતમ૦ ૨
આતમપ્રભુની પ્રસન્નતારે, જડમોહે ન થનાર;
આતમ પ્રભુ પ્રસન્નછેરે, આતમમાં ધરે પ્યાર. આતમ૦ ૩
આતમ કર્તા કર્મ છેરે, આતમ કરણ વિચાર;
સંપ્રદાન આતમપ્રભુરે, અપાદાન નિર્ધાર. આતમ૦ ૪
અધિકરણ છે આતમારે, અનંત ધર્માધાર;
કર્તા અકર્તા અલક્ષ્યછેરે, સદસત્ પક્ષાધાર. આતમ૦ ૫
નાસ્તિક આસ્તિક જીવડારે, આતમ પ્રભુ છે સર્વ;
આત્મૈકયભાવે વિશ્વનેરે, અનુભવતાં ટળ્યો ગર્વ. આતમ૦ ૬
આતમ રૂપને ધર્મનોરે, આવે ન ક્યારે પાર;
સર્વ ધર્મના શાસ્ત્રથીરે, કિંચિત્ ભાસે સાર. આતમ૦ ૭
દેહ દેવળમાં દેવનુંરે, આનંદ જ્ઞાનસ્વરૂપ;
અનુભવે તે સ્વયંપ્રભુરે, દેખી થાતો ચૂપ. આતમ૦ ૮
જ્યાં દેખ્યું ત્યાં પ્રભુ વિભુરે, બાહ્યથી અનેકાકાર;
અંતર અસંખ્ય પ્રદેશથીરે, ચિદાનંદરૂપધાર. આતમ૦ ૯

દેખે જાણે સુણે ચિંતવેરે, એવો હુ આતમ દેવ,
શોધુ આતમને આતમારે, નિજની કરૂ નિજ સેવ. આતમ૦ ૧૦
આતમ પ્રભુ ગુરૂ શિષ્ય છેરે, પુત્ર ભાઇ મા બાપ;
આશુક માશુક આતમારે, પૂજુ આપોઆપ આતમ૦ ૧૧
જીવતા આતમ પ્રભુરે, નકશા છે ધર્મ ગ્રન્થ;
દર્શન ધર્મની દૃષ્ટિયોગે, આતમના છે પન્થ આતમ૦ ૧૨
મોહ વિના આતમપ્રભુરે, દેહમા એકલો થાય,
મુક્તદેવ પરમાતમારે, જન્મ મરણ નહી પાય આતમ૦ ૧૩
જ્યા ત્યાં આતમપ્રભુ તાશરારે, આનંદમાટે લોક,
ભ્રાંતિથી જડ દેહમાંરે, ભૂલી પાડે પોક આતમ૦ ૧૪
આતમમા આનદ છેરે, જડમા ન આનદ લેશ,
બુદ્ધિસાગર પ્રભુ વિભુરે, ચિદાનદ હમેશ આતમ૦ ૧૫

---

## स्वारथियो संसार.

(૫૭)

સઘળો સ્વારથિયો સસાર, જ્યા ત્યા સ્વારથિયાં નર નાર;
સ્વારથ હોય તો સ્નેહ ને સગપણ, કરે ખુશામત પ્યાર,
સ્વાર્થ સર્યો કે દૂરે નાસે, સ્વાર્થે મારામાર સઘળો૦ ૧
હિંસા જૂઠુ ચોરી ચુગલી. વ્યભિચાર મહાપાપ;
સ્વારથથી કરે લાંબી સલામો, સ્વાર્થે કહે માબાપ સઘળો૦ ૨
હાજી હા સાહેબજી સ્વાર્થે, કપટકલા સહુ થાય;
સ્વાર્થ સર્યો કે સગુ ન સ્નેહી, કોઇ ન પાસે જાય સઘળો૦ ૩
માત પિતા ભાઈ પતિ ને પત્ની, સ્વારથમાં હુશિયાર;
સ્વારથમાં સપડાણા સર્વે, જૂલ્મ કરે છે અપાર સઘળો૦ ૪

રાજા શેઠને મંત્રી યોદ્ધા, ન્યાયાધીશો ફોજદાર;
જડસુખમાટે સ્વાર્થ કરે સહુ, સ્વારથમાં તૈયાર. સઘળો૦ ૫
આત્મપ્રભુમાં પ્રીતિવાળાં, પરમાર્થી નરનાર;
બુદ્ધિસાગર પરમાર્થી સંત, ધન્ય તેનો અવતાર. સઘળો૦ ૬



## પરમાર્થી.

(૫૮)

પરમાર્થી જે નરને નાર, જગમાં ધન્ય તેનો અવતાર;
પરમાર્થીમાં પ્રભુ પ્રગટતા, થાય ન મારામાર;
પરમાર્થી અવતાર પ્રભુનો, પરમાર્થે જીવનાર. જગમાં૦ ૧
હિંસા જૂઠું ચોરીને ત્યાગે, સ્વારથનો નહીં લેશ;
નિષ્કામે ઉપકાર કરે સહુ, સ્વર્ગ ન ઈચ્છે બેશ. જગમાં૦ ૨
દુઃખ પડે પણ ધરે ન દીનતા, ધરે પ્રભુપર પ્યાર;
પ્રભુપદવણ બીજું નહીં ઇચ્છે, દુર્ગુણ ટાલણહાર. જગમાં૦ ૩
સર્વ જીવોને આત્મપ્રભુ સમ, દેખે જે નરનાર;
સર્વ જીવોના ભલામાં જીવે, તન ધન ખર્ચી અપાર. જગમાં૦ ૪
નિંદા સ્તુતિમાં સમભાવી, ધન્ય તે નરનાર;
પરના માટે પ્રાણ સમર્પે, ઉપકારે મરનાર. જગમાં૦ ૫
પરોપકારી પરમાર્થી સંત, જાણો પ્રભુ અવતાર;
બુદ્ધિસાગર પરમાર્થીને, નમુંછું વારંવાર. જગમાં૦ ૬

# પ્રભુ આવાગમનનું આહ્વાન.

( ભક્તિ એવીરે ભાઈ એવી એ રાગ )

( ૫૯ )

મુજ દિલમાં પ્રગટ પ્રભુ થાવો, આતમપ્રભુ પ્રીતિએ આવો
દયા સત્યને પ્રેમ વિચારો, પ્રભુ સદ્‌ગુણરૂપે પધારો મુજ૦ ૧
આખ કાન હૃદય તુજ ધામ, દેહ ઈન્દ્રિયો ત્હારૂ છે ઠામ,
નામ રૂપની પેલી પાર, તુંતો સાકાર ને નિરાકાર મુજ૦ ૨
સર્વ વિશ્વજીવોમા પ્રકાશો, સાચો એક છે તુજ વિશ્વાસો,
સર્વ વિશ્વમાં શાંતિ સ્થાપો, પ્રભુ જ્ઞાનાનન્દરૂપ આપો મુજ૦ ૩
ત્હારી શક્તિ અનતી અપાર, સર્વવિશ્વનો તું આધાર;
સર્વ ધર્મશાસ્ત્રો ત્હને ગાવે, ભિન્નજ્ઞાન અપેક્ષાએ ભાવે મુજ૦ ૪
મારી આખ હૃદય તું કાન, જીભસ્પર્શને ઘ્રાણ તું પ્રાણ,
મારી જીવન આશાનો બેલી, પ્રભુ ક્ષણપણ મૂક ન ઠેલી મુજ૦ ૫
સેવા ભક્તિ જ્ઞાન ન જાણુ, પ્રેમથી પ્રભુ હૃદયે આણુ,
ઈચ્છુ નહીં તુજવણ પ્રભુ બીજુ, જડઉપર રીઝુ શુ ? ખીજુ મુ૦ ૬
રોમે રોમે હજરાહજૂર, પ્રગટો પ્રભુ નૂરના નૂર,
પ્રભુ અસખ્યપ્રદેશી પૂરા, ચિદાનદમા નહીં છો અધૂરા મુજ૦ ૭
ત્હારી ધૂનમાં નહી દુઃખભાન, દૂર રહેતો મોહશયતાન,
અજવાળાથી અધારૂ નાસે, પ્રભુ પ્રગટ્યાથી મોહ જ નાસે. મુજ૦ ૮
ઉપશમ ક્ષયોપશમે પધાર્યા, મોહ શત્રુ ઘણાખરા હાર્યા,
જો ક્ષાયિકભાવે પ્રગટો, તો થાતો ખરો નિજ પલટો મુજ૦ ૯
અરિહત મહાવીર પ્યારા, આતમપ્રભુ બ્રહ્મ છો વ્હાલા,
રામ રહિમાન જિન બુદ્ધ પોતે, ઝળહળતા આતમજ્યોતે મુ૦ ૧૦
તુજમાં સ્વર્ગ મુક્તિ સમાઇ, વ્હાલા ત્હારી વધામણી આઈ;
વ્હાલા ક્ષાયિકભાવે પધારો, ચરાચરમાં અવખ અપારો મુજ૦ ૧૧

તુજ પધરામણી ભણકારા, પ્રેમીઆંખોમાં તુજ ચમકારા;
થતા આનંદનૂર ઝબકારા, ત્હારી ઝાંખી થઈ પ્રભુ વ્હાલા. મુજ૦ ૧૨
ત્હારા રૂપનો છું વિશ્વાસી, પૂરો આશા સત્યપ્રકાશી;
ધ્યાન સમાધિએ એકરંગી, સ્વામી સેવકનહિ અંગઅંગી. મુજ૦ ૧૩
કહે વિનવે તે નહીં બીજો, તુંતું હુંહું આતમ એક રીઝો;
ગુણ પર્યાયના આધાર, વંદુ પૂજું તાર મુજ તાર. મુજ૦ ૧૪
ચિદાનંદ સ્વરૂપે આવો, મારા જીવનનો એ લ્હાવો;
તુજમાંહી સમર્પાઈ જાઉં, જ્યોતિ જ્યોતે મળી પ્રભુ થાઉં. મુ૦ ૧૫
શુદ્ધ પ્રેમ વિશ્વાસથી પાસે, આપોઆપ પ્રભુ છો પ્રકાશે;
સેવા ભક્તિથી પાસેના પાસે, જ્યાં વિશ્વ આતમસમ ભાસે. મુ૦ ૧૬
જ્ઞાને પ્રભુરૂપ પરખ્યું જાતું, પ્રભુ નૂર દિલમાં ઉભરાતું;
ચિદાનંદ પ્રભુ આપ જાણ્યા, આવ્યા ધ્યાન સમાધિથી તાણ્યા. ૧૭
મન વાણીને કાયાના સ્વામી, આતમરામ છો અન્તર્યામી,
બુદ્ધિસાગર હજરાહજૂર, રહો ઝળહળજ્યોતે સનૂર. મુજ૦ ૧૮

---

## आत्मप्रभु खेल.

( અહા આશું વસંત થૈ થૈ નાચી રહ્યો. એ રાગ. )

( ૬૦ )

અહા ! ! મારો આતમ પ્રભુ ખેલી રહ્યો, ખેલી રહ્યો ને ખેલાવી રહ્યો.
અહા૦

સાખી.

તમો રજોગુણ સત્ત્વના, પડદામાંહી રહેલ;
ત્રણ પ્રકૃતિવૃત્તિયો,–સાથે ખેલે ખેલ.
તેથી ચોરાશી લાખ ખાણે રહ્યો, ખાણે રહ્યો મોહ તાબે રહ્યો.
અહા૦ ૧

આઠ કર્મના બંધથી, કરે વિવિધ અવતાર,
મોહમાયાની સંગતે, ભૂલ્યો નિજરૂપ સાર,
કર્મલીલાએ દેહમાંહી વસ્યો, દેહમાંહી વસ્યો મોહફંદે ફસ્યો
અહા૦ ૨

સદ્ગુરૂસંગે આતમા, પામ્યો નિજરૂપ ભાન,
અનંતધર્મી આતમા, ચેત્યો પામી જ્ઞાન,
નિજ શુદ્ધોપયોગ અવતાર લીધો ખરો, લીધો ખરો પ્રભુ શક્તે ભર્યો
અહા૦ ૩

મોહદૈત્યને મારવા, ગ્રહ્યાં ધર્મ હથિયાર;
દુર્ગુણ દુષ્ટ વિનાશવા, થયા પ્રભુ તૈયાર;
પ્રભુ ! ઉપશમભાવે પ્રકાશી થયા, કર્માવરણને વિનાશી રહ્યા
અહા૦ ૪

ક્ષયોપશમ ગુણ સૈન્ય છે, શુદ્ધોપયોગ પ્રધાન,
જ્ઞાન સેનાપતિ છાજતો, સંયમ ગુણ ફોજદાર,
મોહદૈત્ય વિનાશવા ઉમંગી થયો, સાવધાનીથી યુદ્ધ ખૂબ કરતો
રહ્યો અહા૦ ૫

ક્ષયોપશમ ચારિત્રથી, નાઠું મોહનું સૈન્ય;
આત્મપ્રભુતા આગળે, થયું મોહનું દૈન્ય,
પ્રભુ આતમ સુખ સ્વાદ ચાખી રહ્યો, ચાખી રહ્યો જગ ચખાવી રહ્યો.
અહા૦ ૬

મોહ શયતાનથી કુસ્તીમાં, ઉંચું નીચું થવાય,
આતમ બલ વધતું જતું, અનુભવથી પરખાય;
બહુ મોહનું બલ ક્ષીણ થાતું અહો, સાત્ત્વિકગુણસંગ ખેલે વહ્યો
અહા૦ ૭

ત્રણ પ્રકૃતિ ભિન્ન હું, અનુભવાઉં બેશ;
પંચશરીર કોષે રહ્યો, હવે ન પામું કલેશ;
હવે પ્રારબ્ધકર્મ ભોગ ભોગી છતો, રહી સાક્ષીપણે નિર્લેપ થતો.
અહા૦ ૮

દેહાદિક સંબંધથી, પ્રભુ સાકાર ગણાઉં;
દેહાદિક સંબંધવણ, નિરાકાર સુહાઉં;
દેહમાંહી આતમ એક પોતે રહું, બીજા મોહને મારી નિજધમ
લહું. અહા૦ ૯

મોહનો ક્ષય કરવા હવે, પૂર્ણ થયો ઉજમાલ;
રહીશ એકલો દેહમાં, પામીશ મંગલ માલ;
રામ રહિમાન અરિહંત બ્રહ્મ ભલો, મુજ આતમ દેવ નિજરૂપે ભ-
ળ્યો. અહા૦ ૧૦

રાગ રોષને જીતતાં, જિન અરિહંત ગણાઉં;
આત્મજ્ઞાનના અનુભવે, બુદ્ધ વિભુ સોહાઉં;
અહો સ્વપરપ્રકાશક વિષ્ણુ થયો, સર્વ તેજનુંતેજ વિભુભાવ લહ્યો.
અહા૦ ૧૧

બોલે દેખે સાંભળે, ચિદાનંદ ભગવાન;
સ્વયં આતમા અનુભવ્યો, થયો મહા મસ્તાન;
એવી બુદ્ધિસાગર પ્રભુ લીલા લહ્યો, લીલા લહ્યો ભાવનાથી વહ્યો.
અહા૦ ૧૨

---

## आत्मधर्म.

( સિદ્ધ જગત શિર શોભતા. એ રાગ. )

( ૬૧ )

આતમધર્મ આરાધીએ, ટાળી રાગને રોષ,
મરવું મોહને મારીને, કરવો પ્રભુ ગુણ પોષ. આતમ૦ ૧

જ્યાંસુધી રાગ રોષ છે, ત્યાંસુધી નથી મુક્તિ;
રાગને રોષ નિવારીએ, મુક્તિમાર્ગની યુક્તિ આતમ૦ ૨

અશુભ વિચારપ્રવૃત્તિથી, પાપનુ કર્મ બધાય,
શુભ વિચાર પ્રવૃત્તિથી, પુણ્ય બવ સુખદાય આતમ૦ ૩

શુભાશુભ પરીણામના–સર્વ વિચારોથી ભિન્ન;
આતમ શુદ્ધપરીણામ છે, તેમા થા જીવ !! લીન આતમ૦ ૪

શુભાશુભપરીણામ તે, અધ્યવસાય વિચાર,
તેથી ભિન્ન છે આતમા શુદ્ધપરીણામાધાર આતમ૦ ૫

શુદ્ધોપયોગમાં વર્તતો, આતમ શુદ્ધ પરિણામ;
આતમ શુદ્ધ પરિણામ એ, શુદ્ધ સ્વભાવ અકામ આતમ૦ ૬

શુભ અશુભ પરીણામથી,–ચારગતિ ભવ થાય,
શુભાશુભ પરીણામના,–રોધે મુક્તિ સુહાય આતમ૦ ૭

જડમાં શુભાશુભ કલ્પના, તે છે સસારમૂલ;
પરપરિણામ વિભાવ છે, તેથી દુઃખનુ શૂળ આતમ૦ ૮

ક્રોધ માન માયા લોભથી,–ભિન્ન છે આતમરાય;
મનથી આતમા ભિન્ન છે, ન્યારો જડથી સદાય આતમ૦ ૯

સચ્ચિદાનંદ આતમા, ત્હારો શુદ્ધોપયોગ,
કામના ભોગમા સુખ નહીં, પન્નરયોગે અયોગ આતમ૦ ૧૦

દર્શન જ્ઞાનને ચરણ છે, આતમનો શુદ્ધધર્મ;
પરબ્રહ્મ પરમાતમા, જૂદા આઠ છે કર્મ આતમ૦ ૧૧

આતમ તે પરમાતમા, સિદ્ધ બુદ્ધ નિર્ધાર;
કર્મ ટળ્યાં ભેદ નહીં જરા, આવે ભવોદવિપાર આતમ૦ ૧૨

મનની શુભાશુભકલ્પના, ટાળી રહીએ સ્વભાવ,
મરણ તરણ નિજ હાથમા, ખેલીએ શિવદાવ આતમ૦ ૧૩

કામ વિચારોને વારીએ, તજીએ, મમતા વિચાર;
જડમાં અહંતા ન કીજીએ, કરીએ નહીં જડપ્યાર. આતમ૦ ૧૪
દેહાતમબુદ્ધિ વારીએ, તજીએ ઇચ્છા વિચાર;
સર્વ સંકલ્પ વિકલ્પને, રોધીએ નિર્ધાર. આતમ૦ ૧૫
મોહવિચારો પ્રગટ થતા, વારીએ ધરી ધીર;
આતમશક્તિ જગાવીએ, બનીએ આતમ વીર. આતમ૦ ૧૬
આતમને પ્રભુ ભાવીએ, કરીએ દોષોને દૂર;
મનવચકાયપવિત્રતા, પ્રગટાવો ધરી નૂર. આતમ૦ ૧૭
નિંદીએ ગરહીએ પાપને, ધરીએ આતમશુદ્ધિ;
શુભાશુભભાવ વારીએ, ધરીએ આતમબુદ્ધિ. આતમ૦ ૧૮
અંતર્ વાસનાવૃત્તિયો, સર્વનો કીજેરે ત્યાગ;
મુક્તિ જવું નિજ હાથમાં, જાગ ! ! આતમ જાગ ! ! આતમ૦ ૧૯
નિર્વિકલ્પ જે આત્મનું, અંતરમાં શુદ્ધ જ્ઞાન;
પ્રગટાવીએ ઉપયોગથી, ધરીએ આતમધ્યાન. આતમ૦ ૨૦
સ્મરીએ દિલમાંહી આતમા, કરીએ બાહ્યથી કાજ;
અંતર સુરતાને ધારીએ, થઇએ પ્રભુ મહારાજ. આતમ૦ ૨૧
આતમધર્મની વિંશિકા, સમજી ચલો નરનાર;
બુદ્ધિસાગર આત્મના,-ધર્મે સુખ છે અપાર. આતમ૦ ૨૨

---

## नागरनटनाच.

( ત્રિગુણી માયા, આતમ પ્રભુ સાથ ખેલે. એ રાગ. )

( ૬૨ )

નટ નાગર પેઠે નવરસ નાટક નાચું, દુનિયામાં શોચું ન રાચું. નટ૦
પ્રારબ્ધ કર્મ પ્રયોગથી બાહ્યમાં, મોહ નાચે નહીં નાચું;
તમો રજોગુણી વૃત્તિયો સાથે, ખેલું ન મનમાં ન માચું. નટ૦ ૧

સત્વગુણી સહુવૃત્તિયો સાથે, રાગ કરી નહીં રાચુ;
બાહ્યના નવરસમાં ન રંગાઉ, મોહના પાઠ ન વાચું નટ૦ ૨
પલ પલ આતમ અલખ પ્રભુની,—નવરસ કેલિમાં રાચુ;
જડ સુખ આશા તૃષ્ણાને ત્યાગી, જડરસ ભીખ ન યાચુ નટ૦ ૩
પ્રભુમય જીવન ખેલ ખેલીને, ભાગુ મોહનુ ડાચુ,
આતમપ્રભુના ખેલને ભજવી, દૂર કરૂ મન કાચુ નટ૦ ૪
ચિદાનંદરૂપ આતમ પ્રભુનુ, જાણ્યુ નિશ્ચય સાચુ,
બુદ્ધિસાગરપ્રભુ દિલ પરગટ, ભવ નાટક નહીં નાચુ નટ૦ ૫

---

## मायावाजी.

( રાગ ઉપરનો )

( ૬૩ )

માયાની બાજી તેમાં ન થાઉ કદિ રાજી, સ્વપ્ના જેવી સહુ બાજી
માયા૦

હર્ષ કરૂ શુ ? શોક કરૂ શુ ! જડની માયા સહુ કાચી;
કર્મ બાજીગર ખેલ છે જૂઠો, એક ન વાત તેમાં સાચી માયા૦ ૧
કર્મચકડોળે બેઠો આતમ, ઉચ નીચ ગણે નિજ પાજી,
સ્વપ્ન સરીખી ભ્રાન્તિ એ સહુ, કોણ રાજા કોણ કાજી માયા૦ ૨
આતમનાં નામ રૂપ તે જૂઠાં, કરી છે તેની હરાજી,
જગમાં મારૂ હારૂ છે મિથ્યા, કોણ માતાને પિતાજી માયા૦ ૩
સુખની ભ્રાંતિથી મોહે મુઝતાં, એક વાત નહીં છાજી,
રાગી ઉપર થાઉ હવે ન રાજી, શત્રુ ઉપર ન નારાજી માયા૦ ૪
આતમપ્રભુ હુ નિજને રીઝવવા, વાત કરૂ શુ ? ઝાઝી;
આજ સુધી મોહ માયામા રમિયો, તેથી રહ્યો ઘણુ લાજી માયા૦૫
દુનિયા રીઝવવા ચાહ કરૂ નહીં, કરૂં નહીં ઈતરાજી,
સમ સાક્ષીએ દેખુ જગતને, કરૂ ન મોહની હાજી. માયા૦ ૬

જગમાં શુભાશુભકલ્પના ત્યાગી, બન્યો મુસાફર હાજી;
ચિદાનંદમય પૂર્ણ બ્રહ્મના,-ઉપયોગે રહ્યો ગાજી. માયા૦ ૭
શુદ્ધાતમ પ્રભુ જિન અરિહંત હું, બીજીવાત બધી ત્યાજી;
બુદ્ધિસાગર રહેણીમાં રાજી, મોહની વાત તજી કાચી. માયા૦ ૮

---

## सर्वदर्शनधर्मशास्त्रसारवीशी.

( ६४ )

સર્વધર્મના શાસ્ત્રનો,-સર્વ દેશનોસાર;
સર્વપન્થનો સાર છે, રાગને રોષ નિવાર. ૧
રાગરોષને મોહ જ્યાં, જ્યાં ઈચ્છાનો વાસ;
પરમેશ્વર તે નહીં ખરો, જે છે કામનો દાસ. ૨
હિંસા જૂઠને ચોરી જ્યાં, કંચન કામિની સ્હાય.
સદ્ગુરૂપદ ત્યાં નહીં જરા, જ્યાં અજ્ઞાન સુહાય. ૩
રાગ રોષના ત્યાગમાં, સર્વ ધર્મનો સાર;
રાગને રોષે ધર્મ નહિ, કરશો સત્ય વિચાર. ૪
આતમ !! ચેતો જ્ઞાનથી, રાગ રોષથી ભિન્ન;
સત્ય તમારૂં સ્વરૂપ છે, બનો ન મોહમાં લીન. ૫
ક્રોધ માન માયા થકી,-ભિન્ન છે આતમદેવ;
લોભથી ભિન્ન તું આતમા, નહીં કર મોહની સેવ. ૬
કામથકી તું ભિન્ન છે, કામવિચારને ટાળ;
સ્પર્શરૂપના ભોગની,-ઇચ્છા દૂર નિવાર. ૭
નિદ્રા નિન્દા તું નહીં, ભય નહીં તારો ધર્મ;
આતમ નિર્ભય તું સદા, જડમાં નહીં તુજ શર્મ. ૮
હિંસા જૂઠને ચોરીથી,-મૈથુનકર્મથી ભિન્ન;
હિંસાદિકપાપોવિષે, થા નહીં કયારે લીન. ૯

વિકથા ચાડી શોકને, ચિંતા દૂર નિવાર;
દુષ્ટવ્યસન દુર્ગુણથકી, આતમ ભિન્ન વિચાર. ૧૦
વિષયભોગની વૃત્તિને, મનમાં નહીં પ્રગટાવ,
પરના દોષ ન દેખવા, નિશ્ચય સાચો લાવ ૧૧
દુર્જન શત્રુ દ્વેષીનું, બૂરૂં કરવું ત્યાગ;
સત્યદેવ ગુરૂ સતનો, કરજે મનમા રાગ ૧૨
શુભાશુભપરિણામથી, આતમ ન્યારો જાણ,
અશુભને શુભ વિચારથી, આતમ ભિન્ન છે માન. ૧૩
તમો રજોગુણ સત્ત્વથી, ભિન્ન છે આતમ દેવ,
પુણ્ય પાપથી ભિન્ન છે, ચિદાનંદપદ સેવ ૧૪
આઠકર્મ, પ્રારબ્ધને,—સંચિત રૂપ ગણાય;
ક્રિયમાણ આસ્રવથકી, ન્યારો આતમરાય ૧૫
વેદ ન જાતિ લિંગ નહિ, પંચદેહથી ભિન્ન;
અસંખ્યપ્રદેશી આતમા, થા તું નિજમા લીન ૧૬
મન વાણીથી ભિન્ન તું, અનાદ્યનંત સુહાય;
જન્મ મરણથી ભિન્ન તું, અગુરૂલઘુ સોહાય; ૧૭
જ્ઞાનને દર્શન ચરણ છે, આતમ તારો ધર્મ;
સમભાવે ઉપયોગથી, પ્રગટે ધર્મનો મર્મ ૧૮
મનસંકલ્પ વિકલ્પથી, તું છે ન્યારો નિત્ય;
નિર્વિકલ્પ અનુભવે, પ્રગટે બ્રહ્મ પ્રતીત ૧૯
નિર્વિકલ્પ સ્વરૂપમય, આતમ તું ભગવાન્;
બુદ્ધિસાગર આતમા, પામે કેવલજ્ઞાન ૨૦

---

## आत्मप्रभुप्राकट्य.

( ત્રિગુણી માયા આતમ પ્રભુ સાથ ખેલે. એ રાગ.

( ૬૫ )

આતમ પ્રભુ પ્રગટ્યા અનુભવ આવ્યો, દેહ દેવળમાં સુહાયો,
મોહની સાથે કુસ્તી કરંતાં, લાગ્યું હવે હું ફાવ્યો;
ભવબાજીમાં સમભાવી થૈ, આતમમાં લય લાગ્યો. આતમ૦ ૧
આતમ પ્રભુની મહેર નજર થૈ, મોહને મારી હઠાવ્યો;
કામ અને ક્રોધ પાછા હઠાવ્યા, આતમરસ હવે પાયો. આ૦ ૨
દુનિયાઉપર રીઝ ખીજ રહી નહીં, નાચ્યું ન મોહ નચાયો;
ક્ષણ ક્ષણ આતમ સુરતા જાગી, શુદ્ધોપયોગે ફાવ્યો. આતમ૦ ૩
પ્રારબ્ધે રોગાદિક ભોગે, સાક્ષીભાવ સુહાયો;
વેગળો નહીં રહ્યો પ્રિય પ્રભુથી, પામ્યો પ્રભુનો પસાયો. આ૦ ૪
પ્રારબ્ધકર્મનું દેવું ચુકવતાં, ઉંચો નીચો ન રહાયો;
બુદ્ધિસાગર પ્રભુ દેહ દેવળમાં, નિજ નિજને પરખાયો. આતમ૦ ૫

---

## नामरूपवासनात्याग.

( રાગ ઉપરનો. )

( ૬૬ )

આતમપ્રભુ આપોઆપ પ્રકાશ્યા, હવે રહ્યા ન મોહદાસા. આ૦
નામને રૂપની નિન્દાસ્તુતિથી, દૂર ઘણા દિલ ભાસ્યા;
નિંદા સ્તુતિથી ભિન્ન નિજાતમ, જૂઠા મોહ તમાસા. આતમ૦ ૧
નામને દેહરૂપ પેટી સરીખાં, દેહમાં આતમવાસા;
બુદ્ધિસાગર પ્રભુ જાગ્યા સ્વભાવે, અરૂપી અનામી વિકાસ્યા. આ૦૨

# आत्मस्वभावजागृति.

( રાગ ઉપરનો )

( ૬૭ )

આતમપ્રભુ જાગી રહ્યા સ્વસ્વભાવે, આપોઆપને ધ્યાવે  આ૦
રાગ રોષના સર્વ વિચારને, મનમા પ્રગટતા હઠાવે,
કામકાળાનાગનો સગ ત્યાગે, રહે ન મોહવિભાવે.  આતમ૦ ૧
સમતા શુદ્ધ પરિણતિભાવે, રહે ન મોહવિભાવે,
અસખ્યપ્રદેશોમાંહી મ્હાલે, શુદ્ધોપયોગ સ્વભાવે  આતમ૦ ૨
જડ જગમાં સુખ બુદ્ધિ ન ધારે, પલ પલ સુરતા જમાવે,
ક્ષણ ક્ષણ લાખેણી લ્હેરો લગાવે, આતમ ધર્મ જગાવે આતમ૦ ૩
ક્ષયોપશમને ઉપશમભાવે, આતમગુણ પ્રગટાવે,
ક્ષાયિકભાવે નિજગુણ કરવા, ધ્યાન સમાધિ લગાવે  આતમ૦ ૪
મુક્તિનો પન્થ અડધો વટાવ્યો, આગળ જવા ભાવ લાવે;
ઉપયોગી જડમા થઈ સાક્ષી, નિઃસગતાએ સુહાવે  આતમ૦ ૫
પશ્ચાત્તાપ કરી દોષોનો, અગુરૂલઘુ નિજ ભાવે;
શુભાશુભપરીણામ નિવારે, નિજમા નિજને રમાવે  આતમ૦ ૬
આતમમા આતમને સમાવે, જીવોને પ્રભુ, ભાવે,
આતમરૂપે વિશ્વ અનુભવી, નિર્વિકલ્પમા ફાવે  આતમ૦ ૭
આતમમા મુક્તિસુખ અનુભવ,-કરીને નિશ્ચય પાવે;
નિત્યાતમ નિર્ભયતાને ભાવે, લેશ ન દીનતા લાવે  આતમ૦ ૮
પ્રારબ્ધકર્મને ભોગવે આતમ, ઉપયોગથી સમભાવે,
પૂરણ પ્રભુરૂપ થાશે નિજાતમ, અતરધ્વનિ એ જણાવે. આતમ૦ ૯
સાધક આતમ આગળ ચઢવા, ઉપયોગમા સ્થિર થાવે;
બુદ્ધિસાગર શુરૂ પ્રભુપદ પરગટ, આપોઆપને પાવે  આતમ૦ ૧૦

## आतमप्रभु स्वारी.

( પિયા મુજ મહેલ પધારોરે. એ રાગ. ગોડી. )

( ६८ )

આતમપ્રભુ સ્વારી પધારીરે, આનંદ પ્રગટ્યો અપાર. આતમ૦
અસંખ્યપ્રદેશો ઝળહળ્યારે, વાગ્યાં મંગલ તૂર;
અનહદનાદની તોપનારે, થયા અવાજો ભૂરિ. આતમ૦ ૧
જ્ઞાન ઘોડાપર બેસિયારે, આતમદેવ જણાય;
અનંત તેજ ઝળહળેરે, કોની ન ઉપમા દેવાય. આતમ૦ ૨
શુદ્ધ પરિણતિ દેવીજીરે, પરિવર્યાં પ્રભુ સાથ;
ઉપયોગ મંત્રી શોભતોરે, ત્રણ્ય ભુવનના નાથ. આતમ૦ ૩
મોહનું લશ્કર ભાગિયુંરે, નજરોનજર જણાય;
દેહપ્રદેશથી મોહનુંરે, સૈન્ય તો દૂર પલાય. આતમ૦ ૪
આતમ પ્રભુના સૈન્યથીરે, મનવચકાય પ્રદેશ;
સ્વતંત્ર નિર્મલ થઈ રહ્યોરે, વર્તે આનંદ બેશ. આતમ૦ ૫
સંયમ સેનાપતિ બળેરે, કરે ન મોહ પ્રવેશ;
આતમ જ્યોતે ઝળહળેરે, રહ્યો ન દુઃખનો કલેશ. આતમ૦ ૬
આતમ પ્રભુની સ્વારીનાંરે, દર્શન કીધાં આજ,
બુદ્ધિસાગર આતમારે, પરમાતમ મહારાજ. આતમ૦ ૭

---

## दीवाली.

રાગ. સારંગ.

( ૬૯ )

મારા પ્રભુની આજ દિવાળીરે, પ્રગટાવી પ્રભુએ મેં ભાળીરે. મારા૦
ઉપશમ ક્ષયોપશમભાવે ઘટ, જ્યોતિ ઝળહળ ઝળકી રૂપાળીરે. મારા૦

રાત રહી નહીં ઘટમાં કાળી, દુષ્ટકામની વૃત્તિ બાળીરે મારા૦ ૧
પ્રભુ મહાવીર રૂપને ભાળી, ગજી ગજી થયો લહી લાલીરે મારા૦
શુદ્ધ પરિણતિ લાગી વ્હાલી, નાઠી કુમતિ કુટિલ સ્ત્રી કાળીરે મારા૦ ૨
પ્રભુને પામ્યો પ્રભુ નિહાળી, આપોઆપ પ્રભુતા ભાળીરે મારા૦
પ્રભુની અલખ ગતિ લટકાળી, જોજે ઘટ ગુણપર્યાયવાળીરે મારા૦ ૩
પ્રભુની ગતિને પ્રભુએ ઝાલી, પ્રભુ ચાવે છે આપણી ચાવીરે મારા૦
પ્રભુ રહેતા આનંદમાં મ્હાલી. મોહફંદને દેતા ટાળીરે મારા૦ ૪
ગતિ ખળાય ન પ્રભુની ખાળી, દેખ્યા અનંત શક્તિ શાલીરે મારા૦
બુદ્ધિસાગર આતમપ્રભુની, નિત્ય વર્તે છે ઘટમાં દિવાલીરે મારા૦ ૫

---

## आत्मप्रभुदशाभावना

( જીવલડા ઘાટ નવા નીત ઘડે. એ રાગ )

( ૭૦ )

આતમ મહાવીર પ્રભુરૂપ થયો, મોહના તાબે હવે ન રહ્યો;
ઉપશમ ક્ષયોપશમભાવે દિવ્ય, પ્રભુ પ્રગટ્યો ગુણ ભર્યો;
ચિદાનંદ સ્વરૂપે વિલસ્યો, આતમભાવને વર્યો મો૦ આ૦ ૧
પોતે પોતાનું રૂપ દેખ્યું, જાય ન શબ્દે કર્યો,
બીજાને સમજાવી શકે નહીં, મૌન રહીને રહ્યો મો૦ આ૦ ૨
દર્શન ધર્મના અવરણ ટળિયા, પ્રભુરૂપ થઈ પ્રભુ લહ્યો
નિર્વિકલ્પ પ્રભુને પરગટ,—જાણી દેખી રહ્યો મો૦ આ૦ ૩
અકિંચનમાં પ્રભુજી મળિયા, આગમ વાટ વહ્યો,
પૂરણ પ્રભુરૂપ પાયા અંતર, પ્રભુરૂપતાને વર્યો મો૦ આ૦ ૪
જગપતિ પુરુષોત્તમ પ્રભુ મળિયા, આપોઆપે ઠર્યો;
બુદ્ધિસાગર અરિહંત મહાવીર—આપોઆપને અનુસર્યો મો૦ આ૦ ૫

---

## પ્રભુપ્રકાશ.

( રાગ ઉપરનો. )

( ૭૧ )

આતમ પ્રભુ પોતે ઝળહળ્યા, શોધતાં ઘટમાં પોતે મળ્યા.
મોહના પડદામાં છૂપેલા, ગયા ન મોહથી કળ્યા;
મોહના પડદા ચીરી નાખ્યા, ત્યારે પોતે કળ્યા. શો૦ આ૦ ૧
અરિહંત મહાવીર વીતરાગ જિન, અનંત નૂરે ભર્યા;
રામ હરિ રહેમાન ને અલ્લા, અસંખ્યનામો ધર્યા, શો૦ આ૦ ૨
અસંખ્યપ્રદેશે પોતે રૂપી, પુદ્ગલરૂપે ન ઠર્યા;
વર્ણ ગંધ રસ સ્પર્શ ન જાતિ, અલખ અરૂપપદવર્યા. શો૦ આ૦ ૩
અગુરૂલઘુ, ઉંચા નહીં નીચા, અનંતશક્તિ ભર્યા;
સાકરથી પણ અનંત મીઠા, લાગ્યા સાચા ગળ્યા. શો૦ આ૦ ૪
નિર્વિકલ્પમાં આપોઆપને, મળ્યા વિકલ્પો ટળ્યા;
બુદ્ધિસાગર આતમપ્રભુજી, નૂરનૂરમાં ભળ્યા. શો૦ આ૦ ૫

---

## આત્માનો આત્મઘરમાં પ્રવેશ.

( રાગ ઉપરનો. )

( ૭૨ )

આતમ પ્રભુ નિજ ઘરમાં વળ્યા, મોહના સઘળા દાવો ટળ્યા.
આત્મ પ્રભુજી શૂર થયા તબ, જાય ન મોહે છળ્યા;
મોહશયતાન રડ્યો બહુ હાર્યો, આનંદમંગલ વર્યા. મો૦ આ૦ ૧
આતમ શુદ્ધોપયોગે રહેતા,—બ્રહ્માનંદને વર્યા;
અલખનિરંજન નિર્મલચિદ્ઘન, અનંત જ્યોતે ભર્યા. મો૦ આ૦ ૨
પરમ બ્રહ્મસ્વરૂપે પોતે, વીતરાગ જિન ઠર્યા;
બુદ્ધિસાગર આતમઅરિહંત, મહાવીર આપનેમળ્યા. મો૦ આ૦ ૩

---

## आत्मप्रभुनो देहदेवळमां अवाज.

( ત્રિગુણીમાયા આતમ પ્રભુ સાથ ખેલે એ રાગ. )

( ૭૩ )

આતમપ્રભુ દેહ દેવલમાહી બોલે, આવે ન કોઇ તસ તોલે આતમ૦
મોહના પડદા સર્વે ચીરીને, અતર રહ્યા સુના મોલે;
સર્વવૃત્તિયોથી થઇ અળગા, આનદમસ્તીથી ડોલે આતમ૦ ૧
અતરગતની સઘળી વાતડી, ભેદભાવ તજી ખોલે;
બુદ્ધિસાગર આતમપ્રભુજી, રમતા જ્ઞાનહીચોળે આતમ૦ ૨

---

## विश्वनुं प्रभुरूपे दर्शन.

( રાગ ઉપરનો )

( ૭૪ )

આતમપ્રભુ, આતમપ્રભુએ નિહાળે, દેહોને જૂદાં ભાળે આતમ૦
નિજકૃતકર્મથી દેહદેવળમા, જીવો પ્રભુસમ ભાળે,
સર્વજીવોમા આતમદૃષ્ટિ,-ધરીને મોહને ટાળે આતમ૦ ૧
અનતજીવમય વિશ્વને પ્રભુરૂપ, દેખી ગુણો અજવાળે,
सोऽहं तत्त्वमसि ब्रह्मोऽस्मि, અનુભવ આનદ મ્હાલે આતમ૦ ૨
ગગને ગેષનો સગ તજીને, પ્રભુમય જીવન ગાળે,
હિંસા જૂઠને ચોરી વ્યભિચાર,-દુર્ગુણ દૂરે ટાળે આતમ૦ ૩
બ્રહ્મસાગરરૂપ બનીને તેમાં, આતમરૂપ સહુ ભાળે,
બુદ્ધિસાગરસર્વજીવો નિજાતમ, પ્રભુને પ્રભુ ઘટ ભાળે આતમ૦ ૪

---

## आत्मप्रभुमां कंइ बाकी नथी.

( રાગ ઉપરનો. )

આતમપ્રભુ દીઠા મળ્યા ન રહ્યું બાકી, સાત્ત્વિક વૃત્તિયો પાકી. આ૦
જાતિનલિંગરૂપ વેષાચાર નહિ, ઘરબારી નહીં ખાખી;
આતમ મળ્યા પછી ધ્યાનનીવૃત્તિ, પોતાની મેળે થાકી. આ૦ ૧
મન વચ કાય નહીં દર્શન પન્થ નહીં, ધર્મભેદે ન ગયો છાકી;
હિંદુ મુસલ્માન ખ્રીસ્તિ ન પારસી, નીચ નહીં તેમ નાકી. આ૦ ૨
સર્વમાંહીને સર્વથી ન્યારો, ચિદાનંદ ઘટવાસી;
બુદ્ધિસાગર આત્મપ્રભુજી, મસ્તાન વિશ્વ વિલાસી. આ૦ ૩

---

## आत्मप्रभुने शाबासी.

( રાગ ઉપરનો. )

( ૭૬ )

આતમપ્રભુ નિજના થયા વિશ્વાસી, હે નિજને શાબાસી. આતમ૦
રહ્યા નહીં કોઈ વાતે ઉદાસી, આપોઆપ પ્રકાશી;
ઘટમાં કાશી મક્કા તીરથ સહુ, સિદ્ધાચલ ઉલ્લાસી. આતમ૦ ૧
સર્વ તીર્થનું તીર્થ છે આતમ, અલખ અરૂપ અવિનાશી;
બુદ્ધિસાગર મંગલમાલા, પ્રકટ પ્રભુમાં ભાસી. આતમ૦ ૨

---

## मननी इच्छाए न चालवानो आत्मानो निश्चय.

( અવસર બેર બેર નહીં આવે. એ રાગ. )

( ૭૭ )

મનડા ત્હારૂં કથ્યું નહીં કરવું, તુજ ઈચ્છાએ ન ફરવું. મનડા૦
હું છું આતમ જ્ઞાનાનન્દમય, જન્મ મરણથી ન્યારો;
તુજ ભરમાવ્યો ભરમાઉં નહીં, તું શયતાન નઠારો. મનડા૦ ૧

રાગ રોષ કામવાસના રૂપ મન, લાખ ચોરાશી ભમાવે;
જડમાં સુખની બુદ્ધિ જણાવે, લોભાદિએ લલચાવે મનડા૦ ૨
ચિદાનંદ રૂપ ધર્મ છે મારો, મોહસ્વરૂપ છે તારૂ;
હવે તુજ ધર્મને સેવુ ન કયારે, તું છે દુઃખ દેનારૂ મનડા૦ ૩
સર્વશુભાશુભ રાગને રોષના,-પ્રગટે જેહ વિચારો,
તે તારા જાણી સહુ છંડુ, હુ છુ મનપેલી પારો મનડા૦ ૪
સર્વસંકલ્પ વિકલ્પ સ્વરૂપ તું, સર્વ દુખ કરનારૂ,
આતમથી ભિન્ન જાણી ન ભૂલુ, તુજસંગે નહીં સારૂ મનડા૦ ૫
તુજને વશ કરી તુજપર બેસી, મોક્ષ નગર ભણી ચાલુ;
તુજ ઈચ્છ્યુ કરૂ નહીં હવે કાંઈ, આપસ્વરૂપ વિચારૂ મનડા૦ ૬
તારૂ કહ્યું કરે તે છે મરેલા, મારૂ કથ્યુ તારે કરવુ;
બુદ્ધિસાગર આતમ તાબે, મનવશ કરી સુખ વરવુ મનડા૦ ૭

## प्रभुसहायप्रार्थना.

( રાગ ઉપરનો )

( ૭૮ )

પ્રભુ મને આપોઆપ ઉગારો, એક છે તારો આધારો પ્રભુ૦
દુર્ગુણદોષથી પૂર્ણ ભરેલો, સર્વથકી છુ નઠારો;
કર્મ શયતાનના વશમાં પડયો છુ, આશરો એક છે તારો પ્રભુ૦ ૧
જ્ઞાન ન જાણુ વિજ્ઞાન ન જાણુ, નહીં તપજપવ્રતાચારો,
શ્રદ્ધા પ્રેમને ભક્તિ રહિત છુ,-જડમા ભૂલ્યો નઠારો પ્રભુ૦ ૨
ભક્ત ન સાધુ ન સેવક નહિ તુજ, ગાળુ એળે જન્મારો,
ભૂતની પેઠે મનડુ ભટકતું, દેતો મોહ તપારો પ્રભુ૦ ૩
અનંત શક્તિસ્વામી મહાવીર, કરૂણા કરીને ઉગારો
જેવો તેવો પણ પ્રભુ છુ તારો, તુંછે તારણહારો પ્રભુ૦ ૪

સારૂં ખોટું કર્યું સહુ જાણો, પ્રેમે પાર ઉતારો;
બુદ્ધિસાગર આતમપ્રભુ નિજ, વિનતડી અવધારો. પ્રભુ૦ ૫

---

## रागरोष टाळया विना मुक्ति मळती नथी.

( માયા કારમીરે માયા મ કરો ચતુરસુજાણ. એ રાગ. )

( ૭૯ )

મુક્તિ નહીં મળેરે રાગને રોષ છતાં કોઈ કાળે. ॥
સઘળા ધર્મમાંરે મુક્તિ થાય છે મોહને ટાળે. ॥
ક્રોધ માન માયાને લોભે—કોની મુક્તિ ન થાતીરે;
તપજપ વ્રત ક્રિયાકષ્ટ કરે પણ, મોહે ન મુક્તિ પમાતી. મુક્તિ૦ ૧
ધર્મક્રિયા તપભેદથી ક્રોધને—માનાદિક જો પ્રગટેરે;
પરપરિણતિથી બાહ્ય ધર્મની—સાધના સઘળી વિઘટે. મુક્તિ૦ ૨
ધર્મક્રિયાદિ સાધન સઘળાં, કષાય વણ છે સફલાંરે;
અહંમમતા ને રાગરોષથી, સાધન થાવે વિફલાં. મુક્તિ૦ ૩
નામ રૂપને કીર્તિ પ્રતિષ્ઠા,—વિષયવાસના રાગેરે;
વ્રત ક્રિયા તપજપથી ન મુક્તિ, જ્ઞાની મોહને ત્યાગે. મુક્તિ૦ ૪
ધર્મ શાસ્ત્ર મત પંથના ભેદે, સાધનભેદે કષાયોરે;
કરતાં મુક્તિ કોઇ ન પામે, ઉપદેશે જિનરાયો. મુક્તિ૦ ૫
રાગી રોષી મોહી જનની, પ્રભુ કરતા નહીં મુક્તિરે;
સર્વધર્મ દર્શનમાં મુક્તિ, સમભાવે છે યુક્તિ. મુક્તિ૦ ૬
ધર્મ ને શાસ્ત્રના ભેદે કષાયો, કરતા નહીં તે તરતારે;
આતમશુદ્ધ સ્વભાવમાં રમતાં, સમભાવે શિવ વરતા. મુક્તિ૦ ૭
દુર્ગુણ દુરાચાર વ્યસનોને, ત્યાગે લઘુતા ધારેરે;
દોષદૃષ્ટિ નિંદાને ત્યાગે, આતમરૂપ તે ભાળે. મુક્તિ૦ ૮

ક્રોધ કરે ને રૂધિરમાંસને, તપ કરીને જે ગાળેરે;
હું ત્યાગી જ્ઞાની અભિમાને, રહે માયા અધારે  મુક્તિ૦ ૯
ધર્મી ભક્તના નામ માત્રથી, કોઈ મુક્તિ ન પામેરે;
શ્વેતાંબર દિગંબર આદિ, નિર્મોહે ઠરે ઠામે  મુક્તિ૦ ૧૦
મિથ્યાત્વમોહની ને કષાયો, જે ઉપયોગે ટાળેરે;
ચિદાનંદમય નિજ ઉપયોગે, મુક્તિપુરીમા મ્હાલે  મુક્તિ૦ ૧૧
મોહશયતાનની સર્વ વૃત્તિયો, મન પ્રગટતી નિવારેરે,
પ્રભુમયજીવને જીવતો થઈ, આપ તરે પર તારે  મુક્તિ૦ ૧૨
દુર્ગુણ કષાય મોહથી મુક્તજ, થાવુ તે છે મુક્તિરે
બુદ્ધિસાગર સદ્ગુણ સઘળા, પ્રગટાવો પ્રભુ ઉક્તિ.  મુક્તિ ૧૩

## सत्यमुक्तिमार्ग.

( માયાકારમાંરે એ રાગ )

( ૮૦ )

મહાવીરજિનવરેરે, કેવલજ્ઞાને મોક્ષ જણાવ્યો,
જૈનાગમો ભણોયોરે, માગ મનમા સાચો ભાવ્યો  મહા૦
મિથ્યામોહની સર્વકષાયો, ટાળે મુક્તિ પાસેરે;
સેવા ભક્તિ જ્ઞાનનેત્યાગે, સઘળા કર્મોનાસે  મહા૦ ૧
દેવ ગુરૂને ધર્મની શ્રદ્ધા, નિશ્ચયને વ્યવહારરે;
સર્વવિભાવપરિણતિ તજવી, મુક્તિ સમતા ધારે  મહા૦ ૨
ગૃહસ્થધર્મને ત્યાગ ધર્મને, યથાશક્તિ આદરવોરે;
જૈનશાસ્ત્રનાં તત્ત્વો સમજી, આતમને શુદ્ધ કરવો  મહા૦ ૩
મિથ્યા અવિરતિકષાયયોગને, દૂર કરીને રહીએરે,
શુદ્ધસ્વભાવમા રમવુ પલપલ, ક્ષમાદિસદ્ગુણવહીએ  મહા૦ ૪
કષાયમુક્ત થવુ એ મુક્તિ, કદાગ્રહો નહીં ધરીએરે,
ધર્મના સાધનભેદે કષાયો, કરતા મુક્તિ ન વરીએ  મહા૦ ૫

આધિઉપાધિ રહિત જે થાવું, ધર્મ છે તે તે અંશેરે;
સમકિતવંતાસાપેક્ષીજૈન, સદ્‌ગુણ જ્યાં ત્યાં સંશે. મહા૦ ૬
જિનવરમહાવીર પ્રભુનું શાસન, પાળંતાં શિવ વરીએરે;
બુદ્ધિસાગરગુરૂગીતાર્થની,–સેવાથી દુઃખ હરીએ. મહા૦ ૭

---

## આત્મસાધુને સમતાનો બોધ.

[ રાગ ઉપરનો ]

( ૮૧ )

આતમ સાધજોરે મુક્તિ સમતાભાવે સાચી;
કષાયોવારશોરે, રહેશો નહીં વ્રતગર્વમાં માચી. આતમ૦
ક્રોધ માનને માયા લોભ ન, મમતા અહંતા વારોરે;
કામવાસના વૃત્તિ બાળો, પલ પણ મોહે ન ગાળો. આતમ૦ ૧
દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવથી, મોહપ્રતિબંધ વારોરે;
શુદ્ધ સ્વભાવે આતમ ભાવો !!, પ્રગટ્યા દોષો ટાળો. આતમ૦ ૨
દર્શનજ્ઞાનચરણમાં રમશો. મોહવને નહીં ભમશોરે;
વ્રત સંયમ તપ સાધન સાધો !!, કાળા કામને દમશો. આતમ૦ ૩
મોહની સાથે પલપલ લડશો, ક્ષણક્ષણ આતમ સ્મરશોરે;
મનને મારી નિર્ભય થાશો, મોહનો સંગ ન કરશો. આતમ૦ ૪
સર્વનયોની સાપેક્ષાએ, અનેક સાધનભેદોરે;
સમજી સાધો સાધનયોગે, મુક્તિ કરો ન ખેદો. આતમ૦ ૫
આતમ ગુણ સાધે તે સાધુ, સમજી આતમ સાધોરે;
મનવાણીતનુગુપ્તિસમિતિ,–ધારી ગુણગણ વાધો. આતમ૦ ૬
આતમના ઉપયોગે ધર્મ છે, કરશો આતમશુદ્ધિરે;
બુદ્ધિસાગર આત્મધર્મ છે, ચિદાનંદગુણ ઋદ્ધિ આતમ૦ ૭

# आत्मधर्म.

( રાગ ઉપરનો )

( ૮૨ )

આતમધર્મમાંરે, આતમ નિજ ઉપયોગે રહેશો
રાગને રોષનીરે, પરિણતિ વારી નિજગુણ લેશો
લાભ અલાભને મરણજીવનમાં–સમતાભાવને ધારોરે;
કોઈ પૂજે કોઈ ભાંડે તેમાં, હર્ષને શોક નિવારો આતમ૦ ૧
પાંચે ઇન્દ્રયવિષયોમાંહી, રાગને રોષ ન કરશોરે,
ચામડીરૂપને સ્પર્શમાં સુખની,–કામના થાતી હરશો આતમ૦ ૨
નામરૂપનીવાસનાત્યાગો, કીર્તિવાસના ત્યાગોરે;
લોકવાસનાથી નહીં મરશો, આતમભાવે જાગો આતમ૦ ૩
ધર્મક્રિયામાં નિંદા ત્યાગો, જ્ઞાનથી ગર્વ ન ધારોરે,
તપ કરવું પણ ક્રોધ નકરવો, પલ પણ એળે ન હારો આતમ૦ ૪
સર્વવિશ્વમાં જીવાજીવમાં, સમ ઉપયોગે રહીએરે,
શુભાશુભપરિણામ ન ધરીએ, આતમરમણતા ગ્રહીએ આતમ૦ ૫
સર્વશુભાશુભ ઇચ્છા તજીએ, મનનું કહ્યું નહીં કરીએરે;
ચિદાનંદમય નિજ ઉપયોગે, સહેજે મુક્તિ વરીએ, આતમ૦ ૬
શાતાઅશાતામાં સમભાવે, રહેશો સાક્ષીભાવેરે,
કર્મોદયમાં આત્મધર્મ નહીં, રહેશો આપસ્વભાવે આતમ૦ ૭
શત્રુમિત્રપરસમતાધારો, સુખ દુઃખમાં સમભાવેરે
બુદ્ધિસાગર ચિદાનન્દમય, આપસ્વભાવને ધ્યાવો આતમ૦ ૮

---

## समकित (सम्यक्त्वदृष्टि)

( રાગઉપરનો )

( ૮૩ )

સમકિત પામતાંરે, મુક્તિ પામે નરને નારી;
મોક્ષનો એકડોરે, સમકિત પામતાં નિર્ધારી ॥
જૈનધર્મને દેવગુરૂની, શ્રદ્ધા દ્રવ્યનેભાવેરે;
જૈનશાસ્ત્રની શ્રદ્ધા થાતાં, સમકિત મોક્ષ વિચારે. સમ૦ ૧
સમકિતવણ તપ જપ નહીં લેખે, દયા ન લેખે આવેરે;
મુક્તિ ન આપે વ્રત સંયમ પણ, જો નહીં સમતા આવે. સમ૦ ૨
નય નિક્ષેપે નવ તત્ત્વાદિક. જાણી શ્રદ્ધા ધરતાંરે;
નિશ્ચય સમકિત ઘટમાં પ્રગટે, નરનારી શિવ વરતાં. સમ૦ ૩
સમકિતીને વ્રત ચારિત્ર યોગે, નિશ્ચિય મુક્તિ થાતીરે;
સમકિતવણ નહીં જ્ઞાનને ચારિત્ર, સમકિતી હણે ઘનઘાતી. સમ૦ ૪
સમકિતીનો કદિ નાશ ન થાવે, સમકિતિ તરતો અંતેરે;
સમકિત હેતુ અવલંબો સહુ–રહો ન મિથ્યાભ્રાંતે. સમ૦ ૫
દેવગુરૂને ધર્મ શાસ્રમાં–શંકાદિક પરિહરીએરે.
બુદ્ધિસાગર સમકિતબલથી, ચારિત્રલહી શિવ વરીએ. સમ૦ ૬

---

## " सहजसमाधि "

( જીવલડા ઘાટ નવા શીદ ઘડે. એ રાગ. )

( ૮૪ )

આતમ સહજ સમાધ ભર્યો, આતમ ઉપયોગે દિલ વરો.
હઠની કિંમત કોડી સરખી, સહજ સ્વભાવે છતી;
અસંખ્યપ્રદેશે અનંત આનંદ, જ્ઞાનની પામો ગતિ. આતમ૦ ૧
પંચ સમિતિ ને ત્રિગુપ્તિ, શુદ્ધાતમ દિલ ધરો;
રાગ રોષથી દૂરે રહેવું–કામવૃત્તિને હરો. આતમ૦ ૨

નામ રૂપ કીર્તિની વાસના, દેહાધ્યાસને હરે;
આતમ આપોઆપ અનુભવે, વર્તે સુખનો ઝરો  આતમ૦ ૩
અસખ્ય પ્રદેશમાં સ્થિરોપયોગે, એકતાનતા વરો;
મનોવૃત્તિથી ન્યારો આતમ, અનુભવ ચેતના કરો  આતમ૦ ૪
ખાતાં પીતાં હરતાં ફરતાં,—આતમ ઉપયોગ ધરો;
વર્તે સગ છતાં નહીં સગી, સાક્ષી થૈ સહુ કરો  આતમ૦ ૫
પચેન્દ્રિય મનથી છે ન્યારો, આતમ અનુભવ વરો;
સર્વ કષાયો પેલી પારે, ઉપયોગે ઝળહળો  આતમ૦ ૬
આતમશુદ્ધ સ્વભાવનુ સ્મરણજ, થાતા દિલ ઉછ્છળો,
ધ્યાન સમાધિ પલપલ વર્તે, ચિદાનદમા ભળો  આતમ૦ ૭
આર્તધ્યાન ને રૌદ્રધ્યાનની,—પાપપરિણતિ પરિહરો,
ધર્મધ્યાન પ્રવૃત્તિયોગે, ધ્યાન સમાધિ વરો  આતમ૦ ૮
શુભાશુભ સકલ્પ વિકલ્પો,—મનમાં પ્રગટયા હરો;
આત્મવિચારે સહજસમાધિ, આતમગુણ દિલ ધરો  આતમ૦ ૯
આતમ ગુણ પર્યાય વિચારે—જ્યોતિ જ્યોતે મળો,
મનની સઘળી ટળતી આધિ, માયામાં કયા ફરો  આતમ૦ ૧૦
આતમ ઉપયોગે છે સમાધ, જ્ઞાનીને ઝટ કળો;
મોહપરિણતિ પ્રગટી વારો, મોહથકી નહીં ચળો  આતમ૦ ૧૧
સેવા ભક્તિ ધર્મક્રિયામા, જ્ઞાને શાતિ વરો;
વર્તે આતમ ઉપયોગીને, અતરૂમા સુખ ઝરો  આતમ૦ ૧૨
ચોથા ગુણસ્થાનકથી અશે, સહજ સમાધિ વરો,
ઉપર ઉપર ગુણસ્થાનકે જાતાં, આધિ સઘળી હરો  આતમ૦ ૧૩
શુભપરિણતિથી નીકળીને,—શુદ્ધ પરિણતિ વરો;
આતમ સ્મરણ કરીને ક્ષણ ક્ષણ, સમતા દિલમાં ધરો  આતમ૦ ૧૪
મિથ્યા બુદ્ધિ કષાયો વારી, સવર નિર્જરા વરો;
બુદ્ધિસાગર આપ સ્વભાવે, આપ પ્રભુને મળો  આતમ૦ ૧૫

---

## ( આત્મોત્સાહશિક્ષા ).

( જીવલડા ઘાટ નવા સીદ ઘડે. એ રાગ )

આતમ !! મોહની સાથે લડો, મુક્તિની નિસ્સરણીપર ચઢો !!
શૂરાથૈને સન્મુખ લડશો, પાછા પગ નહીં ભરો;
ભયકાયરતા ખેદ તજી દો !!, કર્મને મારી મરો.—મુક્તિ૦ આતમ૦ ૧
શૂરા મુક્ત થતા દુઃખોથી, પાછા ન કિંચિત્ પડો;
સર્વવાસના ત્યાગી આતમ !!, છંડો કામનો સડો મુ૦ આતમ૦ ૨
ભોળા થૈને સાધ્ય ન ભૂલો, જડમાં નહીં આથડો;
ભોગોમાં સુખબુદ્ધિ ધારી, ક્યાં મિથ્યા તરફડો. મુ૦ આતમ૦ ૩
ચેત ચેતન તું ચતુરા જ્ઞાને, લેશ પ્રમાદ ન કરો;
આતમમાં આનંદરસ ચાખો,—પરભાવે નહીં ફરો. મુ૦ આ૦ ૪
મનમાં અનેકરૂપે પેસી, થાતો મોહ જ ખડો;
આતમનિજઉપયોગી થૈને,—વૈરાગ્યે બહુ વઢો. મુ૦ આ૦ ૫
છાનોમાનો મોહ છેતરે; સમજી શીદને મરો;
જાગી ઉઠો !! આતમ ઝટપટ, શૂરા થૈ સંચરો. મુ૦ આ૦ ૬
કાચી બેઘડીમાંહી કેવલ,—જ્ઞાનને મુક્તિ વરો;
બુદ્ધિસાગર બળિયાબનીને, જ્યોતિર્જ્યોતમાં ભળો. મુ૦ આ૦ ૭

---

## આત્મસુખોપયોગ.

( રાગ ઉપરનો )

આતમસુખને ભૂલી અરે, વિષયમાં સુખભ્રાંતે કેમ ફરે. ॥
પાંચે ઇન્દ્રયવિષયોમાંહી, ફોગટ ભૂલી ફરે;
કંચનકામિનીમાં સુખમાની, મોહી થૈ ક્યાં મરે, વિષય૦ આતમ૦ ૧
ક્ષણિક સુખને અનંત દુઃખો, કામભોગથી ખરે;
આત્મસ્વભાવમાં સુખ છે સાચું, જ્ઞાની નિશ્ચય કરે. વિ૦ આ૦ ૨

શોગમાં ભયને અનંત દુઃખડાં, વળખાં કરે શુ વળે,
મન ઈચ્છા રોકયાથી મુક્તિ, મન મારે શિવ મળે   વિ૦ આ૦ ૩
આશાતૃષ્ણાથી અથડાતાં, શાંતિ લેશ ન સરે;
જાગી ઉઠો !! આતમ જોગી, ગેનડ યે શુ રડે   વિ૦ આ૦ ૪
ભણી ગણીને જીવ ! ! ન ભૂલો, માનવભવ નહીં મળે;
બુદ્ધિસાગર આતમ બળિયો, થા આનંદ ઝળહળે   વિ૦ આ૦ ૫

---

## कुसंगति वगेरेनो त्याग

(સતો સત્ બતલાનારે એ રાગ)

દુર્જન દુષ્ટનો કરો ન સંગ, ત્યાગો કુમિત્ર સંગકુરંગ ॥
ગુરૂદ્રોહી ગુરૂનિંદક જનની, સંગત કદિ ન કરીએરે;
ગુરૂદ્રોહીની સાથે ન વદવુ, વ્યસનીને પરિહરીએ   દુર્જન૦ ૧
દેવ ગુરૂને ધર્મોત્થાપક, નાસ્તિકને પાખંડીરે;
તેનો સંગ ન કરીએ કયારે, તજીએ કપટી ઘમંડી.   દુર્જન૦ ૨
જૈનધર્મશાસ્ત્રો ઉત્થાપે, સ્વર્ગાદિક ઉત્થાપેરે,
નગુરાઓની સંગત કરતાં, ભગાય આતમ પાપે   દુર્જન૦ ૩
સાધુસંતનો નિન્દક શત્રુ, પુણ્ય પાપ નહીં માનેરે;
એવાથી દૂરે બહુ રહેવુ, વિપલવ મૃત્યુ આણે   દુર્જન૦ ૫
મિથ્યાત્વી જ મહા નાસ્તિકજન, થઇએ નહીં તમસંગીરે,
સંગેરંગ પ્રવેશે મનમાં, બનીએ સમકિતીસંગી   દુર્જન૦ ૬
દેવગુરૂની નિન્દા સુણતા, મહાપાપ ઝટ લાગેરે,
કુસંગે સારૂમન બગડે, ગ્રહીએ સદ્‌ગુરૂરંગે   દુર્જન૦ ૭
ગીતાર્થ સદ્‌ગુરૂની સંગે, ગુરૂઆજ્ઞાએ ગ્રહીએરે;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ સેવા,—ભકિતથી શિવ લહીએ   દુર્જન૦ ૮

---

વેષ ક્રિયા ને ગુણથી અળગા, કુગુરૂસંગે મરો;
સમકિત ને ચારિત્ર વિનાના—કુગુરૂઓથી ડરો. કુગુરૂ૦ ૫
વેષવ્રતાચારસદ્ગુણધારક,—સદ્ગુરૂ સેવા કરો;
બુદ્ધિસાગર સદ્ગુરૂ પામી, અનંતસુખડાં વરો. કુગુરૂ૦ ૬



## विकथा तथा व्यर्थजनपरिचयत्याग.

( રાગ ઉપરનો )

મુનિવર ! વિકથાને પરિહરો, નકામો જન પરિચય નહીં કરો.
જન સંગાદિકથી મન તનની—વચન ચપલતા થતી;
સ્રી પશુ પંડક બાલ પરિચયે, પુદ્ગલસંગીમતિ. નકામો૦ ૧
ધર્મ વિનાની રાજ્ય સ્ત્રિયાદિક,—વિકથા વાતો તજો;
મૌન રહો વચગુપ્તિધારી, આતમગુણને ભજો. નકામો૦ ૨
રાગીનો પ્રતિબદ્ધ કરો નહીં, બહુ બોલવું તજો;
ઉપયોગે ખપ જેટલું બોલો, સમતાભાવને સજો. નકામો૦ ૩
વચન સમિતિ ઉપયોગી થૈ, આતમદૃષ્ટિ ધરો;
ધર્મ વિનાનું સુણો ન બોલો, લવરી કરવી હરો. નકામો૦ ૪
પર પંચાતે થવું ન ડાહ્યા, નિશ્ચય એવો કરો;
વાતતડાકા ગપ્પાં ન મારો, પલપલ પ્રભુને સ્મરો. નકામો૦ ૫
આપવડાઇ સ્તુતિ નિંદાથી,—આતમ ન્યારો ગણો;
ક્ષણ એકનો પ્રમાદ કરો નહીં, આતમ શુદ્ધિ ભણો. નકામો૦ ૬
આતમ ઉપયોગે ખપ જેટલો, જન પરિચયને કરો;
ભૂલ્યા તો ભ્રમણામાં પડશો—મન વશ કરીને તરો. નકામો૦ ૭
ચેત ! ચેત ! તું ચતુર ચેતન ! ! સત્ય શીખ આદરો;
બુદ્ધિસાગર ઉપયોગી થૈ, શાંતિ સુખડાં વરો. નકામો૦ ૮



## " आत्मरमणता "

( રાગ ઉપરનો )

મુનિવર આતમભાવે રમો,-વિષયસુખમોહવને નહીં ભમો;
પુદ્દગલ ભાવમાં મનને ઇન્દ્રિયો-તેના જોરને દમો;
મીઠારસ વિકૃતિને ત્યાગી, આતમરસને જમો    વિ૦ ૧
રાગ રોષ કામાદિક દોષો, વેગે જ્ઞાનથી વમો,
પરિષહ ઉપસર્ગો દુ ખ પ્રગટે, સમતાભાવથી ખમો    વિ૦ ૨
પાંચે ઇન્દ્રિય વિષયો ઉપર, ધારો સદા અણગમો,
કામ કપટ ને ગર્વ નિવારો, ક્રોધે નહી ધમધમો.    વિ૦ ૩
ક્ષણક્ષણ આતમરૂપ સ્મરો દિલ, મમતા અહતા હગે;
બુદ્ધિસાગર આત્મસ્વભાવે, ચિદાનદ પદ વગે    વિ૦ ૪

---

## गुरुनी आज्ञा.

( લાગ કલેજે છદ ગુરોકારે એ રાગ )

ગુરૂની આણા પાળીજે, જીવો જગમા નરને નારી;
ગીતાર્થ ગુરૂને શીર્ષ ધરીને, આતમશુદ્ધિ કરીએ,
ગુરૂની સેવા ભક્તિ કરવા-માટે નક્કી મરીએ    ગુરૂની૦ ૧
ગુરૂ મુખથી આગમો સાભળીએ, ગુરૂ દર્શન કરી જમીએ,
ગુરૂ ગમ લેઈ જ્ઞાનને કરીએ નગુરા થૈ નહી ભમીએ    ગુરૂ૦ ૨
ગુરૂ દીવોને ગુરૂ દેવતા, ગુરૂકૃપાને લહીએ,
આપમતે સ્વચ્છન્દે ન કરીએ, ગુરૂ આજ્ઞાએ વહીએ    ગુરૂ૦ ૩
ગુરૂકૃપા ગુરૂઆશીર્વાદો, મળે એવુ મહુ કરીએ,
ગુરૂથી ચર્ચાવાદ ન કરીએ, કુતર્ક સ શય હરીએ    ગુરૂ૦ ૪

## સત્સંગ.

( રાગ ઉપરનો. )

કરીએ સદ્ગુરૂ સંતનો સંગ, તજીએ કુગુરૂનાસ્તિકરંગ. ॥
જૈનશાસ્ત્રને જૈનધર્મની,-શ્રદ્ધાપ્રીતિ ધરીએરે;
ગુરૂદેવ આજ્ઞાએ વર્તી, કર્મકલંકને હરીએ. કરીએ૦ ૧
કુતર્કી સંશયી નાસ્તિકને, પાખંડીને તજીએરે;
સમકિત શ્રદ્ધા સાચી ધરીએ,-જિનવરદેવને ભજીએ. કરીએ૦ ૨
અનેક સુધરેલ નામ ધરાવી, બગડેલા મત કાઢેરે;
તેનાપર વિશ્વાસ ન ધરીએ, કુતર્કે ધર્મને વાઢે. કરીએ. ૩
જૈનાગમ શાસ્ત્રોની શ્રદ્ધા,-ધારકસંગને કરીએરે;
કુતર્કવાદે થયા કુતર્કી, એવાને પરિહરીએ. કરીએ૦ ૪
સાધુઓની સેવાભક્તિ, કરીએ શ્રદ્ધા ધારીરે;
કલિકાલે ગુરૂ સાધુસંગે, રહેવું ધર્મ વિચારી. કરીએ૦ ૫
કલિકાલમાં નિન્હવમતિયા, જૈન ધર્મ ઉત્થાપેરે;
સ્વર્ગ નરક ગુરૂ ધર્મ ન માને; રહીએ જિનવર જાપે. કરીએ૦ ૬
ગીતાર્થ શ્રીસદ્ગુરૂની આજ્ઞા, શીર્ષે ચઢાવી ભાવેરે;
બુદ્ધિસાગર વર્તે જેઓ-તેઓ મુક્તિ પાવે. કરીએ૦ ૭

---

## ધર્મ.

( અરે જીવ શીદને કલ્પના કરે. એ રાગ. )

ધર્મ વણ પલ પણ જીવવું નહીં, ધર્મથી આનંદ મુક્તિ સહી. ॥
કેવલજ્ઞાનીએ જે પ્રરૂપ્યો-સત્યધર્મ તે સહી;
દાન શીયલ તપ ભાવના ભેદે, ધર્મ કરો ગહગહી. ધર્મથી૦ ૧
સર્વ ધર્મમાં સાગર સરખો, અહિંસા ધર્મ છે ખરો;
જૈનધર્મશાસ્ત્રોમાં ભાખ્યો, સમજીને આદરો. ધર્મથી૦ ૨

સત્ય બોલવું સત્ય આચરવું, ચોરી કરવી નહીં,
વ્યભિચારને મૈથુન ત્યાગે, આતમ શાન્તિ સહી  ધર્મથી૦ ૩
પરિગ્રહ મમતાને ઉપાધિ, ત્યાગે પાપો ટળે;
કંચની કામિની પાપનું મૂળ છે, તે ત્યાગે શિવ મળે.  ધર્મથી૦ ૪
સત્ય દેવ ગુરૂ ધર્મની શ્રદ્ધા–ધારો મનમાં ખરી;
સાધુઓની સેવા કરતાં, દુર્મતિ જાવે ટળી  ધર્મથી૦ ૫
સમ્યગ્ દર્શન જ્ઞાન ચરણથી, જીવો મુક્તિ વરે;
રાગ રોષને કામ ટળતાં, અનંત આનંદ મળે  ધર્મથી૦ ૬
ગૃહસ્થ સાધુ ધર્મ બે ભેદે, સ્વાધિકારથી ધરે;
મુક્તિ વણ બીજી સહુકામના, છંડી ભવમાં ન મરો  ધર્મથી૦ ૭
દુર્ગુણ દુરાચાર દુર્વ્યસનો, છંડો સદ્ગુણ વહો;
વ્યવહાર ને નિશ્ચય બે નયથી, ધર્મ ધરી શિવ લહો.  ધર્મથી૦ ૮
કુતર્ક સંશય નાસ્તિક બુદ્ધિ–તજીને ધર્મી બનો,
બુદ્ધિસાગર મહાવીર પ્રભુને, સ્મરી ગુણોને ભણો.  ધર્મથી૦ ૯

---

## कुगुरुसंगत्याग.

(રાગ ઉપરનો)

કુગુરૂ સંગત ક્યારે ન કરો, કુગુરૂને દૂરથી પરિહરો
હિંસા જૂઠને ચોરી જારી, પરિગ્રહ લોભે ભર્યા;
ક્રોધ માન માયા કરનારા, મોહ ડગર્યા ડર્યા  કુગુરૂને૦ ૧
કંચન કામિનીપર બહુરાગી, વિષયભોગ સુખ ભર્યા,
પંચમહાવ્રત યમ નહીં પાળે, કામના બાળ્યા બળ્યા.  કુગુરૂ૦ ૨
જૈનધર્મ શાસ્ત્રો નહિ માને, નાસ્તિક મતથી ઠર્યા,
શુદ્ધપ્રરૂપક જે નહી હોવે; ધર્માચારથી ફર્યા  કુગુરૂ૦ ૩
દેવગુરૂને ધર્મની પ્રીતિ, ધારે નહીં જે રાગ,
શાસ્ત્રાધારે જે નહીં વર્તે, તારે નહીં જે તર્યા.  કુગુરૂ૦ ૪

આતમ ગુણ પર્યાય સમજીએ, આત્મરમણતા ધરીએ;
ગુરૂમાંહી અર્પાઈ જઇને, ગુરૂરૂપ થૈ ફરીએ. ગુરૂ૦ ૫
નિશ્ચયને વ્યવહારથી ગુરૂને–સમજી ગુરૂ શીર ધરીએ;
બુદ્ધિસાગર ગુરૂકૃપાથી–ચિદાનંદ પદ વરીએ ગુરૂ૦ ૬

---

## જીવને સદ્બોધ.

( ભકિત એવીરે ભાઈ એવી. એ રાગ. )

જીવ !! મોહમાયામાં શું ? મ્હાલે, કેમ ચડિયો મોહના ચાળે;
તને મોહશયતાન ફસાવે, તારા સમજ્યામાં કેમ ન આવે. જીવ૦ ૧
ચતુરાઈ ચડી તારી ચૂલે, ગર્વે ફૂલી અરે કેમ ભૂલે;
કામ કપટને કરે કમ કાળાં, પીતો વિષયનાં ઝેરીપ્યાલાં. જીવ૦ ૨
પાપકર્મ ભોગવવાં પડશે, તારે દુઃખી બનીને રડશે;
ભૂલે છે કેમ ભૂલે ભોળા, જમના વસમા છે ડોળા. જીવ૦ ૩
લોભે લક્ષણ ખોયાં સઘળાં, ધર્મકર્મ સકલ અરે બગડ્યાં;
સર્વ દુર્ગુણ વ્યસનો નિવારો, મળ્યો માનવભવ નહીં હારો. જીવ૦ ૪
હિંસાજૂઠ ચોરીમાં ફસિયો, વ્યભિચારે થયો મૂઢ રસિયો;
કર્યાં કર્મ ભોગવવાં ભારી, પાપે ઉમર સઘળી હારી. જીવ૦ ૫
તારા સમજ્યામાં કેમ ન આવે, પાપપન્થમાં તું કેમ જાવે;
હજી બગડી બાજી લે સુધારી, કુમતિસંગ દૂરે ટાળી જીવ૦ ૬
દુર્ગુણ દુરાચાર દે છંડી, ટાળ બૂરીટેવ ઘમંડી;
ગુરૂ દેવનું કર ઝટ શરણું, ટળે જન્મ જરાને મરણું. જીવ૦ ૭
તજી દે ને અહંતા મમતા, ધાર સાચી હૃદયમાં સમતા;
પુણ્ય ધર્મ માર્ગમાં ચાલો, જ્ઞાનધ્યાન સમાધમાં મ્હાલો. જીવ૦ ૮
જડવિષયોમાં સુખ નહીં શાન્તિ, ટાળો રાગને રોષની ભ્રાન્તિ;
બુદ્ધિસાગર ધર્મને ધારો, મળ્યા માનવ ભવને સુધારો. જીવ૦ ૯

---

# મિથ્યાડહાપણ.

( રાગ ઉપરનો )

માને શું મનમાં નિજ ડાહ્યો, કામે ક્રોધે તુજને ફસાવ્યો;
માને શુ મનમાં ચતુરાઇ, ત્હને મોહે ઘેર્યો ભાઈ ૧
માને શુ મન જ્ઞાનનો દરિયો, તને અહંકારે છેતરિયો;
માને હુંછુ આતમરામ, તને સતાવે છે બહુ કામ માને૦ ૨
માને છેતરાઉં નહીં ક્યારે, માયા છેતરે તુજને ભારે,
માને મનમાં હું બ્રહ્મચારી, કીર્તિ મોહ થયો ભ્રમ ભારી માને૦ ૩
મારા જેવો ન કોઇ ભણેલો, માને તેમાં તુ ગર્વે ઘહેલો;
ડહાપણ તારૂ ગયુ સહુ ડૂલી, નામરૂપે ગયો જ્યારે ફૂલી. માને૦ ૪
માને મુજસમ કોઇ ન સાધુ, ત્યારે મોહે હૃદય ફોલી ખાધુ;
માને કીર્તિ પ્રતિષ્ઠાથી સારો, એ તો બોલાવે મોહનઠારો માને૦ ૫
ભક્ત યોગી સાધુમા મોટો, માને ત્યારે વાળે મોહ ગોટો;
માને સ્રીધન ઘરનો ત્યાગી, અહવૃત્તિથી અતરગી માને૦ ૬
જ્ઞાને બીજાને શુ સમજાવો, મનમોહે ક્યાં નિજને હસાવો;
મન દોષોને નહીં હઠાવો, અન્યદોષનો કરતા શુ દાવો માને૦ ૭
મનમોહને જ્યારે ન મારે, ત્યારે શક્તિનો ગર્વ શુ ? ધારે,
મનમાં તુ ફુલે હુ છુ મારે, જો ને પ્રગટ્યા મોહવિચારો, માને૦ ૮
તું તો છેતરે બીજાને કપટે, પણ દભ છેતરે તને ઝપટે;
મોહે મિથ્યા ડહાપણ તારૂ, આતમ રૂપ છે સર્વથી ન્યારૂં માને૦ ૯
રાગ રોષથી ન્યારા થાનો, ત્યારે આતમ સુખડા પાનો,
મોહે જીતાયલા નહીં મર્દો, ત્યાગીવેષે મોહે દર્દો માને૦ ૧૦
અન્યને શીખ દેવામા ડાહ્યા, નિજ અતરમાં જુઓ માયા,
માનો અન્યજનોને દોષી, નિજ મનડુ તો કામે રોષી માને૦ ૧૧

મોહ પેસે છે ક્ષણે ક્ષણે મનમાં, જુઓ કામ રમે છે તનમાં;
નિર્મોહી બનીને રહેવું, મન મોહ મરે એવું કહેવું. માને૦ ૧૨
નામરૂપની વાસના લલના, યાવત્તાવત્ આતમબળ ના;
કામકષાય પશુ બલભારી, યાવત્તાવત્ સહુ સંસારી. માને૦ ૧૩
માટે આતમ સાચું સમજો, આતમ આત્મસ્વભાવમાં રમશો;
શુભાશુભપરિણતિસ્ત્રીસંગી, યાવત્તાવત્ કો ન નિઃસંગી. માને૦ ૧૪
આતમ ઉપયોગે શુદ્ધ થાશો, આતમ ! આત્મપરિણામ પાશો;
બુદ્ધિસાગર આતમ પાયો, જ્યોતિ જ્યોતે આનંદ સુહાયો. માને૦૧૫

---

## મિથ્યામમતા.

રાગ ઉપરનો.

મિથ્યા મમતા કરે કેમ ભાઇ !! સાથે આવે ન જોયું કાંઇ;
ઘર હાટ જતી ન રાજધાની, જૂઠી છે સહુ સાચી ક્યાં માની. મિ૦૧
દેહમાં શું ધરે મન મમતા, જૂઠું દેહ ધરો દિલ સમતા;
મારૂં મારૂં કરી કરે પાપો, પણ પામીશ બહુ સંતાપો. મિથ્યા૦ ૨
મરતાં કોઈ સાથ ન આવે, અરે મોહ તને ભરમાવે;
આંખ મીંચાશે છેલ્લી જ્યારે, ત્યારે રોઈશ પાપથી ભારે. મિથ્યા૦૩
નામ રૂપમાં મુંઝી શું મ્હાલો, મૂકી સઘળું એકલા ચાલો;
યશ નિંદા પુદ્ગલ બાજી, તેમાં રહેશો ન મોહથી રાચી. મિથ્યા૦૪
મારૂં તારૂં પુદ્ગલમાંહી, રમો આતમ !! સમતામાંહી;
બુદ્ધિસાગર આતમધ્યાવો, ચિદાનંદ પ્રભુ પ્રગટાવો. મિથ્યા૦ ૫

---

## આત્મસ્વરૂપ.

( રાગ ઉપરનો )

આતમ !! તું છે સર્વથી ન્યારો, ચિદાનંદ સ્વરૂપ નિજ તારો;
તું તો છે નહીં નરને નારી, તું તો પ્યારો કે નહીં પ્યારી. આ૦ ૧

તું તો વર્ણગંધ નહીં રૂપ, તું તો વર્ષા ન ટાઢ ન ધૂપ;
તું તો ત્યાગી નહીં ઘરબારી, તારી અકલકલા છે ન્યારી આ૦ ૨
તું તો કામ ક્રોધ નહીં માયા, જશ અપજશ નહિ પડછાયા;
તું તો અસખ્યપ્રદેશી રાયા, ૨ક રાગી ન સ્ત્રી ધન જાયા. આ૦ ૩
મુસલ્માન ન હિંદુ ખ્રીસ્તિ, જાત પાત નહી ઘર વસતિ,
તું તો પુદ્ગલરૂપથી ન્યારો, દેહ વાણી ન મોહવિચારો આ૦ ૪
નથી સાકાર દૃશ્ય તું ક્યારે, દેહરૂપે કથા ? નિજને ધારે;
બુદ્ધિસાગર સ્વરૂપપ્રકાશી, પૂર્ણાનંદ પ્રભુ ઉલ્લાસી આ૦ ૫

## ब्रह्मचर्यनी नववाडनुं पालन.

રાગ ઉપરનો

બ્રહ્મચર્યની નવવાડ પાળો, સ્ત્રીની વસતિનો સગ ટાળો,
સ્ત્રીની સાથે કથા નહીં કરવી, સ્ત્રીના સામી દૃષ્ટિ ન ધરવી બ્ર૦ ૧
સ્ત્રીના આસને બેસવુ ત્યાગો, સ્ત્રીનાં અગોનો તજો રાગો,
સ્ત્રીની સાંભળો નહીં છાની વાતો, સ્ત્રીના પ્રેમે પડતી લાતો. બ્ર૦ ૨
પૂર્વક્રીડાની સ્મૃતિને નિવારો, પુષ્ટભોજનરસ પરિહારો;
અતિમાત્રાએ ખાણુ ન ખાશો, બ્રહ્મચર્યની શક્તિ પ્રકાશો બ્ર૦ ૩
દેહ શોભા વિભૂષા ન કરવી, બ્રહ્મચર્યની વાડો ધરવી,
નારી દેહ અશુચિ વિચારો, સ્ત્રીના ભોગમાં દુ ખડા ધારો બ્ર૦ ૪
કામવાસના પ્રગટી વારો, ભોગે રોગને દુ ખ વિચારો,
પશુપરે પકડાણા પાસે, સ્ત્રીનારાગી થયા સુખનાસે બ્ર૦ ૫
કાળા નાગનો સંગ છે સારો, સ્ત્રીનો મોહ છે તેથી નઠારો;
ભોગમાં રોગ દુઃખના દરિયા, કામભોગે ન સુખ કો વરિયા બ્ર૦ ૬
હલાહલથી એકવાર મરવુ, કામભોગથી ભવોભવ મરવુ;
સ્ત્રીની જાળમાં જે જકડાણા, ઇન્દ્રો જેવા થયા નાદાના બ્ર૦ ૭
આધિ વ્યાધિ ઉપાધિનુ ઠામ, કામિનીસગે તજવો કામ;
બુદ્ધિસાગર ગુરૂ શિખ મારી, પાળે તે ઉતરે ભવપારી. બ્ર૦ ૮

## વ્યભિચારત્યાગશિક્ષા.

( વિમલા નવ કરશો ઉચ્ચાટ. એ રાગ. )

ભવ્યો !! દુઃખદાયક વ્યભિચાર પ્રવૃત્તિ નિવારશોરે;
મૈથુન કામ ભોગની વૃત્તિ પ્રગટી વારશોરે. ભવ્યો૦
હડકાયા શ્વાનો છે જેવા, વ્યભિચારીઓ સમજો તેવા;
માટે વ્યભિચારથી દૂર રહી નિજ તારશોરે. ભવ્યો૦ ૧
વ્યભિચારે પડતી દુઃખ ભારે, વ્યભિચારી નિજ જન્મને હારે;
શાણા !! સમજી સાચું માનવ ભવ નહીં હારશોરે. ભવ્યો૦ ૨
પ્લેગથકી વ્યભિચાર છે ખોટો, કાળાનાગથકી પણ મોટો;
પ્રગટ જો મનમાં તો તુર્ત તેને સંહારશોરે. ભવ્યો૦ ૩
સ્વપ્નામાં સુખ શાંતિ ન મળશે, અનંત ભવમાં જીવ રઝળશે;
અનંત દુઃખનું કારણ વ્યભિચાર પરિહારશોરે; ભવ્યો૦ ૪
ચામડીરૂપે સ્પર્શે ન શાંત, દેહરોગ નાસે તનુકાન્તિ;
બુદ્ધિસાગર સદ્ગુણ શિક્ષા નિશ્ચય પાળશોરે. ભવ્યો૦ ૫

---

## વ્યસનત્યાગ.

( રે જીવ માન ન કીજીએ. એ રાગ. )

રે જીવ વ્યસન નિવારશો, દારૂ વ્યસન દુઃખકારીરે;
દારૂથી દુઃખ છે સર્વથા, સંકટે પડતી થનારીરે. રે જીવ૦ ૧
માંસ ભક્ષણથી ન મુક્તિ છે, હિંસા પાપ છે ભારીરે;
આતમ શુદ્ધિ નહીં થતી, માંસ તજો નરનારીરે. રે જીવ૦ ૨
દારૂપાન માંસ ભક્ષણે, નરકાદિક દુઃખ થાવેરે;
શીકારથી મહાપાપ છે, પ્રભુપદ કોઈ ન પાવેરે. રે જીવ૦ ૩
વેશ્યાભોગથી દુર્મતિ, દુઃખદાવાનળ સળગેરે;
કામભોગ રોગ મૂળ છે, આધિ ઉપાધિ વળગેરે. રે જીવ૦ ૪

પરસ્રીસંગ કર્યા થકી, સુખ શાન્તિ ધન હાનિરે;
અતિકામ ભોગમાં દુઃખ છે, વ્યભિચાર દુ ખની ખાણીરે, રે જીવ૦ ૫
હડકાયા શ્વાનતણી પરે, જુગાર વ્યસન જે વળગ્યુરે,
સટ્ટાથી સ્થિર મન નહીં રહે, લોભાગ્નિથી સળગ્યુરે રે જીવ૦ ૬
ચોરીથી પાપ પરપરા–દુઃખ પરપરા પ્રગટેરે;
ધર્મબુદ્ધિ નહીં સ્થિર રહે, આતમ ગુણ સહુ વિગટેરે રે જીવ૦ ૭
હોકા ચલમ બીડીથકી, તન મન ધનની હાનિરે,
ગાંજો અફીણને કોકેનથી, પ્રગટે દુઃખ નાદાનીરે રે જીવ૦ ૮
હસ્તમૈથુનબૂરાં કર્મથી, મન બુદ્ધિ દેહનો નાશરે,
વ્યસનીનો સગ ન કીજીએ, પ્રગટે દુર્ગુણ ખાસરે રે જીવ૦ ૯
કાળા નાગના સગથી, હડકાયા શ્વાનના કાટેરે;
કદિ પણ જીવવુ થાય છે, વ્યસને મરણ નર્ક વાટેરે રે જીવ૦ ૧૦
પ્લેગથી બૂરાં જાણીને–વ્યસનોથી દૂરે રહેશોરે,
બુદ્ધિસાગર બોધથી–વર્તી સુખડાં લહેશોરે રે જીવ૦ ૧૧

---

## बाललग्नकुरीवाजनिषेध बोध.

( રાગ ઉપરનો )

બલ બુદ્ધિ ધન સુખ આશતો, બાળલગ્ન નહી કરશોરે,
આરોગ્ય દીર્ઘ જો જીવવુ, બાળલગ્નરૂઢિ હરશોરે
બાળલગ્ન કદિ નહિ કરો૦ ૧
દેશ સમાજને રાજ્યની, સ ઘને નાતની પડતીરે,
ક્ષયરોગ પરતન્ત્ર દુઃખથી, હોય કોની ન ચડતીરે બાળ૦ ૨
બાળલગ્ન હિંસાયત્ત છે, બાળકો તેમા હોમાતારે,
નરનારી લોક ચેતશો, દુઃખો બહુ પ્રગટાતારે બાળ૦ ૩

બ્રહ્મચારી પુત્રને પુત્રીઓ, ગુરૂકુલમાંહી ભણાવોરે;
સર્વ શક્તિયો ખીલવો, સર્વ દોષ હઠાવોરે. બાળ૦ ૪
બાળલગ્નથી બાયલી, સંતતિ પ્રગટે વિચારોરે;
બુદ્ધિસાગર બોધથી, કુરૂઢિ સંહારોરે. બાળ૦ ૫



## कन्याविक्रय तथा वरविक्रय निषेध.

( રાગ ઉપરનો )

કન્યાવિક્રય નહીં કરો, મરતાં પણ નરનારીરે;
કન્યાવિક્રયધન માંસથી, અધિક પાપ દુઃખકારીરે. કન્યા૦ ૧
કન્યાવિક્રયથી સંઘની, દેશ ધર્મની પડતીરે;
કન્યાવિક્રય ધન ભક્ષણે, સારી બુદ્ધિ ન જડતીરે. કન્યા૦ ૨
મન તન ધનની હાનિછે, વંશ પડતી થાવેરે;
અનેકપાપનો હેતુ છે, અપજશ કલંકને પાવેરે. કન્યા૦ ૩
નદી સાગર ભરતી પરે, ધન સ્થિર નહીં રહેતુંરે;
કન્યા વેચો નહીં માનવો, દુર્મતિમાં મન વહેતુંરે. કન્યા૦ ૪
કન્યાવિક્રય વરવિક્રયે,—દુઃખ માર્ગે ચડાશેરે;
બુદ્ધિસાગર બોધથી, વર્તે તે સુખ પાશેરે. કન્યા૦ ૫

---

## वृद्धलग्ननिषेध तथा बहुपत्नीरुढि निषेध.

( ઉત્સવરંગ વધામણાં. એ રાગ. )

વૃદ્ધ લગ્ન કરનારને, મળે ન્હી સુખ શાન્તિ;
રોગ દુઃખ નિર્બલપણું, ટળે તન મતિ કાન્તિ. વૃદ્ધ૦ ૧
વૃદ્ધ પતિ મરતાં થકાં, રાંડે યુવતી નારી;
કર્મયોગે ગર્ભપાત છે, થાતાં તે વ્યભિચારી. વૃદ્ધ૦ ૨
જીવંતાં નરક બે પત્નીથી, પ્રગટે ક્લેશ હોળી;
પીડા ઉભી કરવી અરે, ખૂબ પેટને ચોળી. વૃદ્ધ૦ ૩

પ્રેમ ન પુનર્લગ્નમાં, અતિકામ ભરેલો,
ભોગોથી કામ નહીં શમે, જ્ઞાની સમજે ઠરેલો. વૃદ્ધ૦ ૪
પુત્રની લાલચે વૃદ્ધને, લગન કરવુ ન સારૂ,
ક્ષય આદિ મહારોગીનુ, લગન જાણો નઠારૂ વૃદ્ધ૦ ૫
વૃદ્ધદશા પામ્યા પછી, પ્રભુ ભક્તિ કરવી;
ઉપાધિ ક્લેશ પરિહરી, સન્તસેવા આદરવી વૃદ્ધ૦ ૬
સમજે તેને શીખ છે, વર્તે તે સુખ પામે;
બુદ્ધિસાગર બોધથી, મન રાખો ઠામે વૃદ્ધ૦ ૭

---

## प्रभुवाल.

પ્રભો !! હુ તુજ બાલક અજ્ઞાન, રાગી રોષી કામી ક્રોધી;
નફ્ફટ ને નાદાન પ્રભો૦
ભક્તિ ન જાણુ સેવા ન જાણુ, જાપુ ન ધર્મ અજાણુ,
તુજને ન જાણુ શાસ્ત્ર ન જાણુ, ભૂલ્યો ભમુ ભગવાન્ પ્રભો૦ ૧
ભક્ત ન સાધુ ન ઘરબારી નહીં, જ્ઞાન વિનાનો દેવાન;
પ્રત્યક્ષ તુજરૂપ દેખી શકુ નહીં, કરૂ શુ ? તારૂ ગાન પ્રભો૦ ૨
વ્રત તપ જપ શીલ યોગ ન સમજુ, કરૂ ન દયા દમ દાન;
કુછુ કોણુ તે સમજી શકુ નહીં, પાળુ શુ ? તારી આણ પ્રભો૦ ૩
ગાન ન જાણુ વિજ્ઞાન ન જાણુ, નિજપરની ન પિછાન,
બુદ્ધિસાગર જેવોતેવો, તારો !! પ્રભુ ગુણવાન્ પ્રભો૦ ૪

---

## आत्मचिंतवन.

ભયા અનુભવ રંગ મજીઠારે એ રાગ
આતમ અસખ્ય પ્રદેશીરે, આપોઆપ સ્વરૂપને ભાળો ॥
અનંત ગુણ પર્યાય સ્વરૂપી, અનંત ઝળહળ જ્યોતિ;
આપોઆપને નિરખે નયપુ, અનત નુરનું મોતિ આતમ૦ ૧

સ્થિર દીપકવત્ સ્થિર ઉપયોગે, આપોઆપને નિરખો;
અનંત આનંદમય થૈ હરખો, નિજને નિજરૂપ પરખો. આતમ૦ ૨

જડ ઉપયોગવિના નિજરૂપને, આપોઆપ નિહાલો;
એકીટસેં જોઈ રહો જ્યોતિ, મસ્ત પ્રભુ થૈ મ્હાલો. આતમ૦ ૩

મન સંકલ્પ વિકલ્પ ન જ્યાં છે, જ્યાં નહીં ભેદને ખેદો;
દર્શન ધર્મના ભેદ ન જીવો,–સઘળા બ્રહ્મજ વેદો. આતમ૦ ૪

ચિદાનંદ પરમેશ્વર હું છું, જન્મ મરણથી ન્યારો;
બુદ્ધિસાગર સ્થિર ઉપયોગે, આનંદ આપરંપારો. આતમ૦ ૫

---

# आत्मोपयोग.

રાગ ઉપરનો.

આતમ આપ વિચારોરે, તું છે મનકાયાથી ન્યારો;
વર્ણ ગંધરસ સ્પર્શને જડ નહીં, ગુણપર્યાયાધારો. આતમ૦ ૧

નિત્ય નિરંજન નિરાકાર હું, અનંત નૂરનો દરિયો;
આત્મદેશમાં અનંત આનંદ, અનંતશક્તિ ભરિયો. આતમ૦ ૨

નિજને નિજ નિરખી રહો આતમ ! અન્ય કશું ન વિચારો;
મન વિચારો દૂર કરીને, લગની આપ લગાડો. આતમ૦ ૩

સર્વ ધર્મના ધર્મી લોકો, એક છે આતમદેશે;
આત્મદેશમાં ધર્મ ભેદ નહીં, જીવન વહો નહીં કલેશે. આતમ૦ ૪

ત્રિગુણાતીત તું અલખ અરૂપી, ચિદાનંદમય પોતે;
સ્થિર ઉપયોગે જોઈ રહો નિજ, ઝળહળો આતમ જ્યોતે. આતમ૦ ૫

દર્શન જ્ઞાન ચરણમય આતમ, નામરૂપથી ન્યારો;
બુદ્ધિસાગર પરમબ્રહ્મ તું, અનંત ધર્માધારો. આતમ૦ ૬

---

## आत्मस्वरूप.

( રાગ ઉપરનો )

આતમ આનંદરૂપી છે, કર્મને મન કાયાથી ન્યારો,
અસખ્યપ્રદેશી આપોઆપજ, તું નહી દેહાકારો  આતમ૦ ૧
શબ્દવર્ણ જાતિથી ન્યારો, નિજરૂપે સાકારો,
જડરૂપે નહીં રૂપી ક્યારે, નિરાકાર નિર્ધારો  આતમ૦ ૨
આપોઆપ સ્વરૂપે ખેલો, બીજુ પડતુ મેલો;
પલપલ આતમરૂપને સમરો, ચિદાનદ એકેલો  આતમ૦ ૩
આપસ્વભાવે આતમ તું છે, આપોઆપને ધ્યાવો;
બુદ્ધિસાગર નિર્મલ નિર્ભય, આપોઆપને પાવો,

---

## आत्मदेशप्रवेशामंत्रण.

( રાગ ઉપરનો )

આતમ !! આતમ દેશેરે, આતમજ્ઞાને પ્રેમે પધારો,
ચિદાનદરૂપ આતમ દેશમાં, ભીતિ ન દુઃખ પ્રચારો  આ૦ ૧
આતમ અસખ્યપ્રદેશમા શાતિ, આનદ અપરપારો;
ઉચ્ચ નીચને વર્ણ ભેદ નહિ, રાગ ન રોષ વિચારો  આ૦ ૨
જન્મ મરણ નહિં જરા ન ઝઘડો, લેશ ન કામવિકારો;
હરવુ ન ફરવુ ન ખરવું ન મરવુ, સહુ જ્યાં એકાકારો  આ૦ ૩
જડ માયાના દેશમાં દુખડા, લાખ ચોરાશી ફરવુ;
ઉપયોગે ચાલો નિજ દેશમાં, કર્મે નહીં અવતરવુ  આ૦ ૪
અંતર્મુહૂર્તમા સ્થિર ઉપયોગે, અસખ્યપ્રદેશમાં ઠરવુ;
બુદ્ધિસાગર પરમ બ્રહ્મપદ, ઝગહળ જ્યોતમાં ભળવુ.  આ૦ ૫

---

## આત્મપ્રભુ પ્રગટાવવાની લગની.

( અહો મુનિ સંયમમાં રમતા. એ રાગ. )

આતમ પ્રભુ! પિંડે પ્રગટ થાશો, એક છે તારો વિશ્વાસો. આતમ૦
અસંખ્યપ્રદેશી પ્રભુ ખાસો, જ્યાં ત્યાં દેખું ત્યાં દેખાશો. આતમ૦ ૧
આતમ પ્રભુ તારી લગન લાગી, વારીગયો તુજપર સહુ ત્યાગી; આ૦
આતમ પ્રભુ એક તું આધારો, પ્રાણપતિ સર્વથી તું ન્યારો. આ૦ ૨
પ્રભુ તું છે આનંદરસ રસિયો, ચિદાનંદરૂપ દિલ ઉલ્લસિયો;
પ્રભુ તારી અકળકલા ન્યારી, સમજે શું જડરસી સંસારી. આ૦ ૩
દર્શન જ્ઞાન ચરણ ધરી, તુંહિ છે પ્યારો ને પ્યારી. આ૦
ઝળહળતો જ્યોતિ ભરિયો, ગુણપર્યાયતણો દરિયો. આ૦ ૪
ધ્યાન ને ધ્યેય તું ધ્યાનારો, પોતાને પોતે ગાનારો. આ૦
સ્વામીને સેવક તું પોતે, અનુભવી નિજમાં નિજ ગોતે. આ૦ ૫
નામને રૂપથી તું ન્યારો, અસંખ્યપ્રદેશી રૂપાળો. આ૦
પલપલે તારૂં સ્મરણ કરવું, તુજ ઉપયોગે નહીં સરવું. આ૦ ૬
પ્રભુ તને અનુભવથી પરખ્યો, રોમેરોમે દિલમાં હરખ્યો; આ૦
જીવું પ્રભુ તુજરૂપે વ્હાલા, પરમ પ્રભુ જગમાંહી રૂપાળા. આ૦ ૭
પ્રગટ થઈ પાછા ન સંતાશો, ક્ષાયિકભાવે પ્રગટાશો; આ૦
બુદ્ધિસાગર ગુરૂદેવા, ચિદાનંદ મીઠા છો મેવા. આ૦ ૮

---

## આત્મમહાવીરપ્રભુલગની.

( અહો મુનિ સંયમમાં રમતા. એ રાગ )

આતમ મહાવીર પ્રભુ પ્યારા. જગજીવન જિન આધારા૦ આતમ૦
મિથ્યામતિ દુનિયા ગાંડી, તુજ વિયોગે તે રંડાણી. આ૦ ૧
પ્રેમવિના નહીં તું પ્રગટે, હેમીથી દૂરે વિઘટે. આ૦
હિંસાને જૂઠથી તું આઘો, ચોરથી તું દૂરે ભાગ્યો. આ૦ ૨

વ્યભિચારીની નહીં પાસે, જડભોગથી દૂરે નાસે આ૦
ધનમમતાથી રહ્યા દૂરે, નિર્મમતા ત્યાં તું સ્ફૂરે આ૦ ૩
દુર્ગુણથી રહેતા ન્યારા, તનુછતા નહી દેહાકાગ. આ૦
રાગને રોષથી બહુ આઘા, અજ્ઞાની શુ પામે નાગા આ૦ ૪
કામ ત્યાં ક્યારે ન પ્રગટાતો, પ્રેમવિના નહીં પરખાતો, આ૦
શ્રદ્ધા નહીં ત્યા તું છાનો, જ્ઞાનિનિર્મોહીએ પિછાણ્યો આ૦ ૫
સમતા ત્યાં ઝટ પ્રગટે પૂરો, જ્ઞાનાનન્દથી ભરપૂરો આ૦
મમતા અહંતા પડછાયા, પગટે ત્યાં પ્રભુજી સતાયા આ૦ ૬
સમ્યગ્દૃષ્ટિએ સોહાયો, પરમપ્રભુ ઘટમાં પરખાયો આ૦
બુદ્ધિસાગર પ્રભુ પ્રગટાશો, ચિદાનદવિભુ વિશ્વાસો આતમ૦ ૭

---

## પ્રભુપ્રેમ.

( રાગ ઉપરનો )

જેને પ્રભુ પ્રેમ લગન લાગી, સસ્કારી જગમાં વડભાગી જેને૦
દેહાકારે ન બને ક્યારે, મહામોહ શયતાનને મારે જેને૦ ૧
દુનિયાથી તે અવળો ચાલે, ચિદાનદ મસ્તીમાં મ્હાલે. જેને૦
દુનિયામાહી તે દિવાનો, પ્રભુ પ્રેમ છે મરજીવાનો. જેને૦ ૨
ભણ્યુ તે દુનિયાનુ ભૂલે, ધનતનસત્તાથી નહી ફૂલે જેને૦
અણુમા અણુ મેરૂથી મોટો, દુનિયારગ જાણ્યો ખોટો. જેને૦ ૩
વિષયરસ વિષસમ મન લાગે, પલ પલ પ્રભુ સ્મરણે જાગે. જેને૦
બુદ્ધિસાગર પ્રભુ પ્યાસી, ઉપયોગી આતમ વિશ્વાસી. જેને૦ ૪

---

## પધારો પ્રભુ.

( રાગ ઉપરનો )

પધારો પ્રભુ મન મન્દિરીએ, અરિહત જિનવર તુજસ્મરીએ. પ૦
ચરણ હાથ કાન તુ આપ્યો, રસના પ્રાણુને તુ પાપ્યો. પ૦ ૧

તત્ત્વમસિ સોऽહંધ્યાશે; ચિદાનંદ તું એક આધારો; પ૦
પ્રભુ મારી વ્હારે ચઢો વ્હેલા, અન્તર્યામી અલબેલા. પ૦ ૨
દર્શનજ્ઞાન ચરણધારી—અસંખ્યપ્રદેશી સુખકારી. પ૦
કૃપા ત્હારી પામીને ઝટ તરીએ, રાગ રોષ મોહાદિ હરીએ. પ૦ ૩
પ્રભુ તને પલ પલ ક્ષણ સ્મરીએ, પ્રભુરૂપ થૈને ઝળહળીએ. પ૦
ક્ષણ પણ તુજ વિરહે બળીએ,જ્યોતિમાં જ્યોતિરૂપે ભળીએ. પ૦ ૪
તુજ જીવને જીવવું પ્યારૂં, પલપલ પ્રભુ તને સંભારૂં; પ૦
પ્રભુરૂપ થૈને જીવન ધરીએ, પ્રભુમાં રહીને સંચરીએ. પ૦ ૫
પરમ પ્રેમે તુજને મળીએ, મોહવિભાવને પરિહરીએ. પ૦
બુદ્ધિસાગર ગુણ વરીએ, આત્મપ્રભુરૂપ થૈ ઠરીએ. પ૦ ૬

---

## મોક્ષગમનોપદેશ.

( જીવ જાણે મારે મરવું નથી જો. એ રાગ. )

જીવ ચેતીને શિવપુર ચાલશોરે,મોહમાયામાં મનનહીં વાળશોરે;જી૦
મોહશયતાન સંગ નિવારશોરે,એળે માનવભવ નહીં હારશોરે.જી૦ ૧
ક્રોધ કપટ અહંકારે ન ભૂલશોજો,ધનલોભે પાપોમાં ન ઝૂલશોજો.જી૦
તારીસાથે કોઇ નહીં આવશેજો,દેહ માટીતું માટીમાં જાવશેજો.જી૦ ૨
કાળ ઓચિંતો આવી ઝાલશેજો,તારૂં જોર ન ત્યાં કંઇ ચાલશે જો. જી૦
પાપપુણ્ય કર્યાં સાથ આવશેજો,તારૂં રળ્યું બીજાઓ ખાવશેજો.જી૦ ૩
મન મરવું નથી એમ માનતોજો.અરે જોને ખરે પીપલપાન તો જો.જી૦
જાણી જોઇનેભૂલકેમખાયછેજો,મ નેચઢ્યોશું મનમલકાયછેજો. જી૦ ૪
જાગ ધર્મ કરીલે જીવડાજો,અણધાર્યા ઓલવાશે આયુદીવડાજો.જી૦
બુદ્ધિસાગર ધર્મને ધારશોજો, પલપલે પ્રભુને સંભારશોજો. જી૦ ૫

---

## कावादावात्यागवोध.

( રાગ ઉપરનો. )

જીવ ! કાવા દાવામાં ક્યાં મુઝીયોગ્રે,સત્યબોધ ન કેમ તને સુઝીયોરે જીવ૦
કદિ વૈરથી વૈરશમે નહીંજો, કર્મ ખાધીને ભવમા ભમેસહીજો જીવ૦ ૧
શુદ્ધ પ્રેમથી વૈરી ન કો રહેજો, મોહ વૈરી ભમાયો ક્યા વહેજો જીવ૦
મન કહે તે કરતાં સસારછેજો, પ્રભુવિના બીજો ન આધારછેજો જીવ૦ ૨
કર્યાકર્મ ભોગવવાં પડે તાહરેજો,જાણી પાપકર્મ ક્યા આચરેજો. જીવ૦
ધનસત્તા વિદ્યાએ શુ ફૂલીયોજો, નામ રૂપના મોહે ડૂલીયોજો જીવ૦ ૩
ચારવિકથાએ ભવમાં આથડોજો,લોભ લાલચે કલેશથીશુગ્લડો જો,જીવ૦
સવાલાખ ટકાનીપલ જાયછેજો, દગાપ્રપચે પાપ થાયછેજો જીવ૦ ૪
કલાબાજી પ્રપંચપાપ ત્યાગશોજો,પ્રભુભક્તિમા પળેપળેજાગશોજો, જીવ૦
બુદ્ધિસાગર પ્રભુશરણુ ધરોજો, ચિદાનદ આતમ પ્રભુનેવરોજો જીવ૦ ૫

---

## असारसंसार.

( રાગ ઉપરનો )

નહીં સસારમાં કાંઇ સારછેજો, મત્સ્યગલાગલ દુઃખ મારછેજો.નહીં૦
લાકડલાડુ ખાઈને પસ્તાવવુ જો, કચન કામિની સુખ એવુ પાવવુ
જો નહીં૦ ૧
મધુબિંદુદષ્ટાંત ભોગ સુખ છે જો, મોહે મુઝતાં દુ ખપરદુઃખ છે
જો, નહીં૦
બાજીગરની બાજી જેમ ફોક છે જો, કામભોગથી દુઃખ પોકાપોક
છે જો નહીં૦ ૨
દારૂપીને ઉદર જેમ આથડે જો, મોહ દારૂથી જીવો એવા બને જો;નહીં૦
મોહદારૂપીને મન માંકડુ જો, દોડે ફાં ફાં મારે જુઓ રાંકડુ જો
નહીં૦ ૩

દેવ ગુરૂને ધર્મનો આધાર છે જો, બાકી સંસાર સઘળો અસાર છે જો. નહીં૦

ચેતોચેતો આતમ કયાં આથડો જો, મોહદરિયામાં કૂદીને કયાં પડો જો. નહીં૦ ૪

જૂઠી સંસાર બાજી જાણશોરે, પ્રભુ ભક્તિમાં પ્રેમને આણશોરે; નહીં૦
બુદ્ધિસાગર ધર્મને ધારશોરે, મળ્યો માનવભવ નહીંહારશોરે. નહીં૦ ૫

---

## वैराग्यथी त्यागनीसिद्धि.

( વેદર્ભીવનમાં વલવલે. એ રાગ )

વૈરાગ્યથી ત્યાગી શોભતો. વૈરાગ્ય ત્યાં ત્યાગ હોયજી;
રાગ ત્યાં ભોગને રોગ છે, વૈરાગ્યથી સુખ જોયજી. વૈરાગ્ય૦ ૧

વૈરાગ્યથી રાગ રોષની—નાસે માયા જાળજી;
વૈરાગ્યથી કામ ઉપશમે, ટળે મમતા અહંકારજી. વૈરાગ્ય૦ ૨

નાકથકી મુખ શોભતું, શોભે ન્યાયથી ભૂપજી;
ત્યાગી શોભેરે વૈરાગ્યથી, જળથી શોભે જેમ કૂપજી. વૈરાગ્ય૦ ૩

ઘર રાજ્ય કંચન કામિની,—ત્યાગ કરવાથી ત્યાગજી;
આતમ પ્રભુ પર પ્રેમતો, રચો ધનલલના રાગજી. વૈદાગ્ય૦ ૪

રાગ ત્યાં ત્યાગ રહે નહીં, ત્યાગજ ત્યાં નહીં રાગજી;
એકઠામ તમતેજ નહીં રહે, ત્યાગમૂળ છે વૈરાગ્યજી. વૈરાગ્ય૦ ૫

ત્યાગી જગત શહેનશાહ છે, થયો જગ નિર્બંધજી.
બુદ્ધિસાગર ત્યાગીને, રહે નહીં મોહગંધજી. વૈરાગ્ય૦ ૬

---

## ધર્મનું મૂલશ્રદ્ધા.

( સિદ્ધ જગત શિર શોભતા એ રાગ )

શ્રદ્ધાથી ધર્મ પ્રગટનો, શ્રદ્ધા ધર્મનુ મૂલ,
ધર્મની શ્રદ્ધા વિના અરે, જાણો જીવવુ ધૂલ     શ્રદ્ધા૦ ૧
દેવ ગુરૂ જૈન ધર્મની, શ્રદ્ધાથી ખરૂ જ્ઞાન,
શ્રદ્ધાવણમન નહી ઠરે, જેવુ હડકાયુ શ્વાન     શ્રદ્ધા૦ ૨
વાદવિવાદ કુતર્કથી, નાસ્તિકબુદ્ધિ તો થાય,
શ્રદ્ધા વણ ઘણા સમયે, ધર્મનો નાશ જણાય-     શ્રદ્ધા૦ ૩
ધર્મક્રિયાકારલોકની,-કરવી નહી ભેદબુદ્ધિ,
શ્રદ્ધા વણ શુષ્કતર્કથી, થાય ન આતમશુદ્ધિ     શ્રદ્ધા૦ ૪
પાયા વણુ મહેલ નહીં થતો, શ્રદ્ધા વણુ નહી ધર્મ,
ગુરૂ શાસ્ત્રોના આધીનથી, ફળતાં ધર્મનાં કર્મ,     શ્રદ્ધા૦ ૫
કેવલજ્ઞાનીના તત્ત્વોની,-શ્રદ્ધા ધરીએચિત્ત,
બુદ્ધિસાગર સદ્ગુરૂ, શ્રદ્ધા ધારે તે ભક્ત     શ્રદ્ધા૦ ૬

---

## ગુરુકરવાની આવશ્યકતા.

( રાગ ઉપરનો )

જ્ઞાની ગુરૂ શિર ધારીએ, ત્યાગી શાસ્ત્રાનુસાર;
ગુણવણ ક્ષણ નહીં રીઝીએ, સગુરા મુકત થનાર     જ્ઞાની૦ ૧
નગુરાની નહીં મુકિત છે, નગુરા ભવ ભટકાય,
ગુરૂ કરી જ્ઞાન લીવાવિના, સાચુ જ્ઞાન ન થાય     જ્ઞાની૦ ૨
નગુરા નાગની પેઠે જે, નગુરા માણસ હોય;
મુકિતને નહીં મેળવે, શકિત સિદ્ધિ ન જોય.     જ્ઞાની૦ ૩

દુનિયાને વશ કરી શકે, ઉડે જેહ આકાશ;
તો પણ ગુરૂ વિના તેહની, હોવે મુક્તિ ન ખાસ. જ્ઞાની૦ ૪
નગુરાનાસ્તિકલોકની,-સંગત કરવાથી હાનિ;
ગુરૂકરી ધર્મને ધારીએ, રહીએ નહીં અજ્ઞાની. જ્ઞાની૦ ૫
સદ્ગુરૂ મુક્તિના પંથી જે, ધરીએ તેની રે આણ;
ગુરૂગમથી જ્ઞાન જે મળે, તેથી મળતા ભગવાન. જ્ઞાની૦ ૬
અજ્ઞાનમોહને ટાળતા, એવા ગુરૂ ગુણવાન;
બુદ્ધિસાગર સદ્ગુરૂ, સેવા કરતાં કલ્યાણ. જ્ઞાની૦ ૭

---

## कोर्टे न चडवुं.

( જોતાં જોતાં ચાલ્યા ગયારે જોડિયા ત્હારા. એ રાગ. )

કોર્ટે ન ચડો કયારેરે, ઓ નરનારી,
કોર્ટનું મુખ કાળુંરે, થતી ખુવારી. કોર્ટે૦
ધન વ્યયે ન્યાય મળે, એકનું તો ઉંધું વળે;
ન્યાય નહીં સાચો મળેરે. ઓ૦ ૧
વકીલો બહુ વઢાવે, ફોજદારો ફોલી ખાવે;
લાંચ આપી કોઇ ફાવેરે. ઓ૦ ૨
હાર્યો તે મર્યાના જેવો, જીત્યો તે હારેલા જેવો;
ન્યાય પંચ કરી લેવોરે. ઓ૦ ૩
કજીયાથી વૈર વધે, ધાર્યું નહીં કાજ સધે;
મત્સ્ય જેવું રણ મધ્યેરે. ઓ૦ ૪
સમજો શિખામણ સારી, વર્તતાં સુખ ભારી;
બુદ્ધિસાગર બોધ ધારીરે. ઓ૦ ૫

---

## જીવંતાં મરેલ જૈન.

( જાય છે જાય છે જાય છે રે આ જુવાની ચાલી જાય છે એ રાગ. )

ધર્મ વિનાનો જણાયછેરે, જૈન એવો મરેલો જણાય છે
દેવ ગુરૂની શ્રદ્ધા ન દિલમા, નાસ્તિક પથે જાય છે રે    જૈન૦
ધર્મશાસ્ત્રોને સુણે ન વાચે, વ્રત તપ જપ હારી જાયછેરે  જૈન૦ ૧
સમકિત પામ્યો નહીં જે સાચુ, મિથ્યાત્વ પથે તણાયછેરે જૈન૦
દાન શીયલ તપ ભાવ ન ધારે, સુધરેલ વંઠેલ થાયછેરે    જૈન૦
ગુરૂગમ જ્ઞાન ન લેતો ગર્વે, ભાષણ ભવાઇએ ફુલાયછેરે જૈન૦
સદ્ગુરૂ સાધુ સેવા ન સારે, પાપમાં દોડયો જાયછેરે      જૈન૦ ૩
હિંસા જૂઠને ચોરી જારી, દુર્ગુણી વ્યસની થાયછેરે      જૈન૦
બુદ્ધિસાગર સદ્ગુરૂ ભક્તો, ગુણી જીવતા ગણાયછેરે,
જૈન જાગ્યા જીવતા જણાય છે ૪

---

## જગમાં જીવતો.

આચંકામચંકા કારેલી એ રાગ

જે પ્રભુના પ્રેમે પૂરા લાલ, જગમાં જીવ્યો એ જાણો,
જે મોહ કરે ચકચૂરો લાલ, જગમા જીવ્યો એ જાણો   ૧
સમ્યગ્જ્ઞાની ચારિત્રી લાલ, જગમા જીવ્યો એ જાણો,
સેવા ભક્તિ ધરે નીતિ લાલ, જગમાં જીવ્યો એ જાણો  ૨
દારૂનો માંસનો ત્યાગી લાલ, જગમા જીવ્યો એ જાણો,
દેવ ધર્મ ગુરૂનો રાગી લાલ, જગમા જીવ્યો એ જાણો  ૩
કરે ધર્મના કૃત્યો નિત્યે લાલ, જગમા જીવ્યો એ જાણો,
પ્રભુભજતો ચોખે ચિત્તે લાલ, જગમા જીવ્યો એ જાણો ૪

વિનયીને જે વિવેકી લાલ, જગમાં જીવ્યો એ જાણો;
જે ધર્મપ્રવૃત્તિ ટેકી લાલ, જગમાં જીવ્યો એ જાણો. ૫
જે નાસ્તિક ભ્રષ્ટ ન થાતો લાલ, જગમાં જીવ્યો એ જાણો;
નહીં કરતો પ્રાણીઘાતો લાલ, જગમાં જીવ્યો એ જાણો. ૬
ધરે સંયમ ધર્મની રીતિ લાલ, જગમાં જીવ્યો એ જાણો;
બુદ્ધિસાગર ગુરૂ પ્રીતિલાલ, જગમાં જીવ્યો એ જાણો. ૭

---

## મોહત્યાગોપદેશ.

( ચેતાવું ચેતી લેજરે. એ રાગ. )

ફૂલણ શ્યાનો ફૂલેરે, નચાવ્યો કર્મથકી જગ નાચ્યો.
તન ધન જોબન વિદ્યાસત્તા, જૂઠું ત્યાં શ્યું રાચ્યો. ફૂલણ૦ ૧

જન્મ્યા એટલે જરૂર મરવું, પીંપળ પાનને ખરવું;
માથે કાળ ભમે છે મૂરખ, મરણથકી ન ઉગરવું. ફૂલણ૦ ૨

ગાડી વાડી લાડી તાડી,—મોહે શું મકલાયો;
દેખ્યું માન્યું થાશે દૂરે, ફોગટ શું ફૂલાયો. ફૂલણ૦ ૩

જૂઠને સાચું માની ફૂલ્યો, ડહાપણદરિયે ડૂલ્યો;
ભણ્યું ગણ્યું દુનિયાનું ભણતર, ભ્રાંત બનીને ભૂલ્યો. ફૂલણ૦ ૪

ભજન કર્યું નહીં પ્રભુનું ભાવે, જૂઠામાં જકડાયો;
મરતાં સાથે કોઇ ન મૂરખ, લોભે ક્યાં લપટાયો. ફૂલણ૦ ૫

સંતો સમજાવે છે જ્ઞાને, સુણે ન સાચું શ્યાને;
કર્મકથા શું સુણતો કાને, મૂરખ મુંઝયો માને. ફૂલણ૦ ૬

સદ્ગુરૂ સંત છે તારા સાચા, સંગ કરો તસ સાચી;
બુદ્ધિસાગર સદ્ગુરૂ બોધે, રહો મુક્તિમાં રાચી. ફૂલણ૦ ૭

---

## दिव्यदेशगमन.

( રાગ ઉપરનો )

આતમ અવસર આવ્યોરે, જ્ઞાને દિવ્યદેશમાં ચાલો;
આતમ ઉપયોગી થૈ અતિહડ, ઠાઠ તજી દો ઠાલો આતમ० ૧
ખમાવી દયો સઘળી દુનિયાને, સર્વ જીવોને નમશો;
આતમ આપ સ્વરૂપમા ખેનો, માયાદેશે ન ભમશો આતમ० ૨
અસખ્યપ્રદેશમા આવો આતમ, પુદ્ગલ રાગ નિવારો,
સર્વવાસનાઓને છડો, આતમ નિજ ઉદ્ધારો આતમ० ૩
પ્રભુ સ્મરણમાં પ્રેમ લગાવો, મમતા મોહ હઠાવો;
આતમ શુદ્ધ સ્વભાવમા આવો, ખાશો નહીં ભૂનાવો આતમ० ૪
નિર્ભય થઈ નિજદેશમા ચાલો, જ્યા નહી કાળ પ્રચારો;
બુદ્ધિસાગર અલખ આતમા, શુદ્ધરૂપ સભારો આતમ० ૫

## मौन.

( રાગ ઉપરનો )

આતમ મૌન ધરીનેરે, પલ પલ આતમ પ્રભુ સભારો;
સર્વ પ્રકારની વિકથા છડો, વચન ગુપ્તિને ધારો આતમ० ૧
વચન ગુપ્તિને ધારો વ્હાલે, ચડો ન ચર્ચા ચાળે,
વાણી ઉપર સંયમ ધારો, ચડો નહી અહકારે આતમ० ૨
મૌનપણુ ધારે તે મુનિવર, અનત દુખડા ટાળે;
જન્મ જરાને મરણ નિવારે, મૌને શિવસુખ મ્હાલે આતમ० ૩
વાદ વિવાદો ચર્ચા છડો, વાત તડાના ત્યાગો;
પરની ત્યાગો મહુ પચાતો, ધરો મૌનથી રાગો આતમ० ૪
બહુ ભાષણો બહુ બોલવુ ત્યાગી શાતે ચાલો,
બહુ વિચારો ટકે ન મનમાં, સમજી જન્મ ન હારો. આતમ० ૫

દેહનો અતિપરિશ્રમ ત્યાગો, મૌન ધરીને રહેશો;
અનુપયોગે બોલતાં કર્મ છે, સમજી મૌનને વહેશો. આતમ૦ ૬
બહુ બોલતાં દોષ ઘણા છે, વર્તે મૌનથી શાંતિ;
રાગરોષ પ્રેર્યા નહીં બોલો, ટાળો મિથ્યા ભ્રાન્તિ. આતમ૦ ૭
ભક્ત સંતને મૌનથી મુક્તિ, થાતી નક્કી જાણો.
બુદ્ધિસાગર મૌનથી આનંદ, અમૃત પી શિવ મ્હાણો. આતમ૦ ૮

---

## कलियुगमां कुमतो.

( ગોપીચંદ લડકા૦ એ રાગ. )

કલિયુગમાં બહુલા કુમતિ પાખંડી જનો થાય છે;
પ્રભુ ધર્મને શાસ્ત્રો લોપે કુપંથે વહી જાય છે.
સ્વર્ગ ન માને નરક ન માને, માને નહીં જે મુક્તિ;
દેવ ગુરૂને ધર્મ ન માને, નહીં માને જે નીતિરે. કલિ૦ ૧
સુધરેલા નામે બગડેલા, ધરે ન ધર્માચારો;
ધર્મશાસ્ત્રમાં કરતા શંકા, કરે કુપંથ વિચારોરે. કલિ૦ ૨
સંત સાધુની સંગ ન કરતા, ફક્કડ બનીને ફરતા;
ધર્મ કર્મને વહેમ જે માને, દુર્વ્યસનોને ધરતારે, કલિ૦ ૩
આતમ ઇશ્વર કર્મ ન માને, કુતર્ક કરી મતતાણે;
અર્ધદગ્ધને ધર્મભ્રષ્ટથૈ, ગુરૂગમે શાસ્ત્ર ન જાણેરે. કલિ૦ ૪
જૈનાગમ શાસ્રો ઉત્થાપે, આપમતિએ ચાલે;
પૈસામાટે પન્થો કાઢે, ઘાલે સત્ય પાતાળેરે. કલિ૦ ૫
જ્ઞાની ગુરૂભકતો દિલસમજી, કુમતિ પાખંડ ત્યાગો;
બુદ્ધિસાગર ગુરૂ ગીતાર્થના,-શરણે રહી ઘટ જાગોરે. કલિ૦ ૬

# હાય ન લેવી.

( રાગ ઉપરનો )

કરી જૂલ્મ અનીતિ કોઇને કયારે ન સતાવશો;
કદિ હાય ન લેશો કોઈની,–શીખ દિલ લાવશો
સત સાધુને નિંદી પજવી, હાય ન લેશો કયારે,
હાય ઉઠી જે કુટીથી તે, દુઃખો આપે ભારેરે          કરી૦ ૧
માતપિતાને બહુ સતાવી, હાય ન લેશો કયારે;
સાધુ સતીપર જૂલ્મ કર્યાથી, પાપ ફલે તત્કાલેરે          કરી૦ ૨
ગૌબ્રાહ્મણને ગરીબ જનની,–હાય કદિ નહીં લેશો;
દુખીઓપર જૂલ્મ ગુજારી, સુખી કદિ નહીં રહેશોરે          કરી૦ ૩
ગુરૂનો દ્રોહ કરી ગુરૂ પજવી, કદિ ના સુખિયા થાશો;
ગુરૂની નિંદા હેલના કરીને, જડામૂળથી જાશોરે.          કરી૦ ૪
અતિ ઉગ્ર જે પાપ કર્યા તે, આભવ ફલતા નકકી,
તપસીને સતાપ ન દેશો, શ્રદ્ધા રાખો પકકીરે          કરી૦ ૫
શકિતથી અશકતો દબાવી, સતાપો ન રીમાવો;
ગરીબ હાય ન નિષ્ફલ જાતી, દિલડુ ન કોનુ દુખાવોરે          કરી૦ ૬
બાલકસ્રીને સાધુહત્યા, ગર્ભહત્યા નહીં કરશો,
નિરપરાધીઓને મારી, સુખ શાંતિ નહીં વરશોરે          કરી૦ ૭
આંતરડી કકળાવી જૂલ્મે, થશો ન સુખિયા કયારે,
કલક આળો દેઈ જૂઠાં, ચાલો ન નરક દ્વારેરે          કરી૦ ૮
નગુરા નાસ્તિક પાપીઓને,–ઉપદેશો નહીં લાગે,
બુદ્ધિસાગર સગુરા ધર્મી, સમજી શીખ અહી જાગેરે.          કરી૦ ૯

## आशीर्वाद लेवो.

( રાગ ઉપરનો )

ગુરૂ ગરીબ જનની, આશી ભલેરી સુખ આપતી;
સહેજે જે મળતી, કૃપાથકી તે દુઃખ કાપતી. ॥
ત્યાગી સાધુ સદ્‌ગુરૂ સેવા, ભકિત સફળી થાતી;
ખરાભાવથી કીધી સેવા, ફળ્યા વિના ન રહાતીરે. ગુરૂ૦ ૧
પરમાર્થે ગુરૂ સંતભકિતમાં, સ્વાર્પણને કરનારા;
ટકે પરીક્ષા કસોટીમાં જે, અંતે સુખ વરનારારે. ગુરૂ૦ ૨
પ્રાણ પડે ને દુઃખો પ્રગટે, તજે ન સેવાભકિત।
કુતકર્ક સંશય ધરે ન શંકા, પામે તે સુખ શાન્તિરે. ગુરૂ૦ ૩
સદ્‌ગુરૂ સંતની કૃપાથકી છે, પ્રભુ પદ સાચી મુક્તિ;
દુઃખીની આંતરડી ઠારે, પુણ્ય ફલે વધે નીતિરે. ગુરૂ૦ ૪
ભૂખ્યાં તરસ્યાં રોગી દુઃખી,–જીવોની ચઢો વ્હારે;
પુણ્ય કર્મથી સુખ છે શાંતિ, પાપ ટળે તત્કાલેરે. ગુરૂ૦ ૫
ધર્મી જનોની સેવાભક્તિ, યોગ્ય દાનને આપો;
મસ્તત્યાગીની ચહો દુવાઓ, દુઃખીનાં દુઃખ કાપોરે. ગુરૂ૦ ૬
સહુનું સારૂં કરતાં સારૂં, પામો નર ને નારી,
બુદ્ધિસાગર ગુરૂ સંતની, સેવા કરો સુખકારીરે. ગુરૂ૦ ૭

---

## दयोपदेश

( રાગ ઉપરનો. )

દુનિયાના લોકો, દયા દાન દિલ ધારશો;
માનવ પશુ પંખી વૃક્ષોની,–હિંસા નિવારશો. ॥
જગનાં સઘળાં કતલખાનાં, હિંસા પાપ અપારો;
ગાયાદિ પશુઓ નહીં રહેશે, રહેશે ન દુઃખનો આરોરે. દુનિ૦ ૧

ક્રોધ માન માયાને લોભે, હિંસા કર્મો થાતાં;
હિંસાથી કદિ ધર્મ ન થાનો બાંધો ન નરકનાં ખાનાંરે   દુનિ૦ ૨
અન્ય પ્રાણીનુ માસ ખાઇ ને, પાપે પિંડ જે ભરતા;
અન્ય પ્રાણીને દુ ખદેઇને, દોજખમા અવતરતારે   દુનિ૦ ૩
પશુ પખીને વૃક્ષ વિના જગ, રોગ દુઃખડા ભારી;
દુ ખ ન આપો અન્ય જીવોને, હિંસાયુક્ત દુઃખકારીરે   દુનિ૦ ૪
જેવુ દુઃખ પોતાને થાતું, તેવુ અન્ય ને થાતું;
જીવવુ સર્વને વહાલુ લાગે, મરવુ ન કોને સુહાતુંરે   દુનિ૦ ૫
દયા ધર્મ સમ ધર્મ ન કોઈ, સર્વ ધર્મનુ મૂલ,
પ્રાણ જતાં પણ દયા ન છંડો, દયા વિના સહુ ધૂળરે   દુનિ૦ ૬
દયા વિનાના ધર્મો જૂઠા, દયા ત્યા પ્રભુનો વાસો;
હિંસા ત્યાં શયતાનનો વાસો, સમજે સત્ય પ્રકાશોરે   દુનિ૦ ૭
નિજ આતમ સમ સર્વે જીવો, જાણી સર્વ રક્ષો;
દયાથકી છે સ્વર્ગને સિદ્ધિ, જાણી પ્રાણીને ન ભક્ષોરે   દુનિ૦ ૮
હિંસાકારક સમ નહીં પાપી, દયાલુ સમ નહીં ધર્મી;
દયા વિના કો ધર્મશાસ્ત્ર નહીં, બનો ન હિંસાકર્મીરે   દુનિ૦ ૯
દયા વિચારો જગ ફેલાવો, દયાળુ નરને નારી,
બુદ્ધિસાગર દયા ધર્મની,—જગમાહી બલિહારીરે   દુનિ૦ ૧૦

---

## समभावे सुख दुःख भोगववुं.

( હવે મને હરિનામશુ નેહ લાગ્યો )

ચેતનજી તમે સમભાવે સુખદુ ખ વેદો
ધરો નહીં હર્ષ ખેદોરે——ચેતનજી૦
પુણ્યોદયથી લક્ષ્મી ને સતા, કંચન કાય મદુ થાવે,
પાપોદયથી રોગાદિક દુ ખ, આવે અણુવાર્યાં સ્વભાવેરે.   ચેત૦ ૧

છાયા ને તાપ સોના લોઢાની બેડી; જેવાં છે પુણ્યને પાપો;
પુણ્યને પાપથી સુખદુઃખ આવે, ધરો ન હર્ષ સંતાપોરે. ચેત૦ ૨
પુણ્યને પાપ છે પુદ્ગલ ખેલો, થા ન તેમાં જીવ ઘહેલો;
આતમવણ સહુ પુદ્ગલબાજી, જૂઠા છે રાજ્ય ધન મહેલોરે. ચેત૦ ૩
કર્મચકડોળથી ઉંચેનીચે જવું, ઉંચું નીચું જેમ ખોટું,
ચકડોળથી બેસનાર છે ન્યારો, આતમ સુખ સત્ય મોટુંરે. ચેત૦ ૪
લોઢાની સાણસી અગ્નિને જલમાં, ઉન્હી ને શીત જેમ થાવે;
પુણ્યને પાપોદયથી આતમ, સુખ દુઃખ ને તેમ પાવેરે. ચેત૦ ૫
પુણ્યને પાપથી ઉંચો ન નીચો, સુખ દુઃખ વેદ !! સમભાવે;
પ્રભુતા દીનતા ધાર ન એમાં, નહીં રહો રાગ રોષભાવેરે. ચેત૦ ૬
સુખદુઃખ ભોગવો !! સમ ઉપયોગે, કર્મ નવાં નહીં બાંધો;
આતમ !! આપસ્વરૂપ વિચારો, શુદ્ધાતમ પ્રેમ સાંધોરે. ચેત૦ ૭
ચિદાનંદમય આતમ આપ છો, કર્મમાં સમભાવ ધારો.
બુદ્ધિસાગર ઉપયોગી થૈ-પામો ભવોદધિ પારોરે. ચેત૦ ૮

---

## आत्मरमणता.

( આતમ રામેરે મુનિરમે એ રાગ. )

આતમમાંહી આતમ રમો, આપસ્વરૂપ સંભારરે;
જ્ઞાનાનન્દરૂપ સારરે, ગુણપર્યાય આધારરે, અસંખ્યપ્રદેશી વિચારરે;
પુદ્ગલમાં વસ્યો સારરે, કર્મવશે નિર્ધારરે, ન્યારો પુદ્ગલથી ધારરે.
આ૦ ૧
જડ જગ પુદ્ગલબાજી છે, સ્વપ્ન સરીખો સંસારરે, તેમાં મમતા ન ધારરે.
રાગને રોષ નિવારરે, જડમાં સુખ ન લગારરે, મોહની વૃત્તિયો મારરે. આ૦ ૨

આપસ્વભાવે આતમ રમો ॥ ક્ષણ એક લાખીણો જાયરે, કોઈ ન
પરભવ સ્હાયરે:
કર્મો કર્યાં સાથે થાયરે, ચેતો ચેતન રાયરે, વારો વિકથા કષાયરે.
આ૦ ૩
કંચન કામિની કારમી; તેમાં સુખ ન લગારરે, ઉલટુ દુ:ખ અપારરે;
રૂપનો મોહનિવારરે, સ્પર્શના કામને વારરે, માનવ ભવ નહીં હારરે
આ૦ ૪
દેખાતું સહુ કારમું, પુદ્ગલ માયાની જાલરે, અતે આલ પંપાલરે,
આપો આપ-
નિહાળરે, આતમ ઋદ્ધિ સભાળરે, મુક્તિ માર્ગમા ચાલરે, મનની
ઈચ્છાઓ ટાળરે આ૦ ૫
ક્રોધ માન માયા લોભથી,-કામથી ભવમાં ભમતરે, દુઃખ અનતાં
ખમતરે, કર ઝટ કર્મનો,-
અતરે, સેવીલે સત્ય સતરે, કર્મે વાગ અનતરે, ભવમાં ભમિયો થૈ
ભ્રાંતરે આ૦ ૬
સુખ આવે હર્ષ નહી ધરે, દુઃખમા કરશો ન શોકરે, સયોગ તેનો
વિયોગરે,
કર્મે દુઃખિયાલોકરે, સમભાવે કર્મરોકરે, પાડીશ ના દુ ખે પોકરે.
આ૦ ૭
સ વરભાવે આતમ રહો, તપસયમશીલ ધારરે, વ્રત ઉપયોગે વિચારરે;
સઘળી ઈચ્છા નિવારરે, સર્વથી ન્યારો નિજધારરે, આતમમા ધર ॥
પ્યારરે આ૦ ૮
દેવ ગુરૂ જૈન ધર્મની,-શ્રદ્ધા સમકિત ધારરે, આતમ તું એક સારરે,
જિન ને ક્ષણ ન વિસારરે,
આપોઆપ ઉદ્ધારરે, બુદ્ધિસાગર ધર્મથી, જગમાં જય જયકારરે આ૦૯

---

## आनन्दघन.

આતમ !! આનંદઘન ભરપૂર, જ્યાં ત્યાં દેખું ત્યાં આતમ આતમ;
ચિદાનંદ મશહૂર..................................આતમ૦
અસંખ્યપ્રદેશી ઝળહળ જ્યોતિ, વરસે ઝરમરનૂર. આતમ૦
જન્મ મરણ નહીં લઘુ નહીં ભારે, લેશ ન દિલથી દૂર. આતમ૦ ૧
સર્વસંગી પણ સર્વથી ન્યારો, આપોઆપ હજૂર. આતમ૦
આનંદમસ્તીથી મસ્તાનો, સુખમાં સદા ચકચૂર. આતમ૦ ૨
રામ રહિમ અરિહંત હરિ બુદ્ધ, નામ અનેક જરૂર. આતમ૦
નામી અનામી અનંત અનાદિ, ઘટ ઘટ વ્યાપક નૂર. આતમ૦ ૩
વિશ્વ પ્રકાશી અજ અવિનાશી, અલખ બ્રહ્મ જગશૂર. આતમ૦
સર્વ તીર્થનું તીર્થ સનાતન, સકલ વિશ્વ ભરપૂર. આતમ૦ ૪
દર્શનજ્ઞાનાનન્દ સ્વરૂપી, નૂરેનૂર મશગુલ. આતમ૦
બુદ્ધિસાગર આતમમહાવીર, અનંતશક્તિ સનૂર. આતમ૦ ૫

---

## सर्वदर्शनरूपात्मा.

( રાગ પ્રભાત. )

સર્વ દર્શન રૂપ મારો આતમ, નય સાપેક્ષે જાણ્યોરે;
સર્વદર્શન ધર્મી હું આતમ, સમ્યગ શ્રુતથી પ્રમાણ્યોરે. સર્વ૦ ૧
હું છું વેદ અને વેદાન્તી, હિંદુ ખ્રીસ્તિ જાણ્યોરે;
જૈન મુસલમાન બૌદ્ધને પારસી, સાપેક્ષે મન આણ્યોરે. સર્વ૦ ૨
આતમમાંથી સઘળાં દર્શન, ધર્મો પ્રગટ્યા સઘળારે;
આતમ ઇશ્વર રામ હરિ પ્રભુ, બુદ્ધઅરિહંત અલ્લારે. સર્વ૦ ૩
સર્વદર્શનધર્મરૂપી હું છું, સવિકલ્પનયજ્ઞાનેરે;
નિર્વિકલ્પમાં સર્વથી ન્યારો, નેતિ અવક્તવ્ય ભાનેરે. સર્વ૦ ૪
સમ્યગ્દૃષ્ટિજ્ઞાન થયાથી, નાઠું ઘટ અંધારૂંરે;
એકાંતદર્શનો મિથ્યા જાણ્યાં, પ્રગટ્યું ઘટ અજવાળુંરે. સર્વ૦ ૫

સર્વજ્ઞ મહાવીર પ્રભુના,—સ્યાદ્વાદજ્ઞાનપ્રભાવેરે;
સર્વનયોની સાપેક્ષાએ, જાણ્યુ મોહ ન ફાવેરે. સર્વ૦ ૬
અનન્તદર્શન જ્ઞાની આતમ, અનન્તધર્મી સ્વભાવેરે;
બુદ્ધિસાગર અનુભવજ્ઞાને, સમજ્યાથી સુખ થાવેરે. સર્વ૦ ૭

---

## एकान्तनयदृष्टिए आत्मप्रभुथी प्रकट दर्शन धर्म वर्णनद्वारा अन्तरात्मशुद्धात्मप्रभुस्तुतिः

### ( भजन* )

( સતો સત બતલાનારે કે મેને મુજે ન જાનાજી. )

આતમ ! ! અકલકલા તારી, સમજતાં નહીં નરને નારી ॥
ઋષિ બનીને વેદ રચ્યા તે, મહિમા તારો ગાયોરે;
જગકર્તા ઈશ્વર સમજાવ્યો સદસતરૂપ જણાયો આતમ૦ ૧

---

* સામાન્ય રીતે સંસારમાં જીવનો આત્મા, ક્ષયોપશમ જ્ઞાનદ્વારા મનુષ્યભવમાં અવતારો કરતો કરતો અને ઈશ્વર ધર્મનું સ્વરૂપ વિચારતો વિચારતો કેવી કેવી દર્શન ધર્મ દૃષ્ટિયોના વિચારો ઉપર આવે છે, કેવી ઈશ્વર ધર્મ સંબંધી માન્યતાઓ બાંધે છે રચે છે, પ્રથમ ગુણસ્થાનમાં આત્મા ઋષિ મુનિ સંત મહાત્મા બનીને કેવા કેવા દર્શન વિચારો પ્રકાશે છે અને કેવા શાસ્ત્રો પ્રકાશે છે અને પશ્ચાત્ આત્મા સ્યાદ્વાદદૃષ્ટિ જ્ઞાન પ્રાપ્ત કરીને કેવું તત્ત્વજ્ઞાન પામે છે અને આત્મા છેવટે કેવલજ્ઞાની બનીને કેવો તત્ત્વજ્ઞાનનો પ્રકાશ કરે છે, અને મનુષ્યો ભિન્ન ભિન્ન ધર્મ દર્શન શાસ્ત્રોથી પરસ્પર વિચારાચાર ભેદે શું કરે છે તેનું બોધે સત્તાગ્રાહક સંગ્રહ નયની દૃષ્ટિએ તથા એક આત્મા પોતે સર્વ દર્શન ધર્મના વિચારોને પ્રકાશે છે તેની અપેક્ષાએ આત્માનું બોધ દૃષ્ટિએ દર્શન ધર્મ શાસ્ત્ર પ્રાકટ્ય સ્વરૂપનું વર્ણન કર્યું છે—આ વનોગ્રથ આ માર્ગે ભૂતકાળમાં અનેક દર્શન ધર્મના પયગિને એકાંત દૃષ્ટિએ અનેક ઋષિ મુનિ સંત મહાત્માના અવતારો લેઈ પ્રગટાવ્યા એવી ભાવનાએ સંપ્રતિ આ ભજન રચવાની સ્ફુરણા અને પશ્ચાત્ સમ્યગ્ દૃષ્ટિએ અનેક નયોની સાપેક્ષ દૃષ્ટિએ સત્ય જણાવ્યું છે એવું સમજીને તેમાંથી સત્ય ગ્રહણ કરવું

લે૦ બુદ્ધિસાગર.

વ્યાસસ્વરૂપે બની તેં આતમ, પુરાણ ગીતા ગાઈ રે.
કપિલરૂપે થૈ ને અકર્તા, ઈશ્વર વાત જણાઈ. આતમ૦ ૨
ષડ્ દર્શનનાં તત્ત્વ જણાવ્યાં, વાદ વિવાદો ભારીરે,
જુદા જુદા પંથ કર્યા બહુ, બની બહુ અવતારી. આતમ૦ ૩
એક અનેક ઈશ્વરને જણાવ્યા, અનેક ધર્મ બનાવ્યારે;
કુરાન બાઈબલ અંજીલગાથા, ગ્રન્થોને જ ભણાવ્યા. આતમ૦ ૪
હરિહર બ્રહ્મા વિષ્ણુ અલ્લા, પ્રભુ બુદ્ધનાં નામોરે;
જગમાંહી જીવોને જ્યાં ત્યાં, સમજાવ્યાં સહુ કામો. આતમ૦ ૫
એકલાખ ચોવીશ પેગંબર, હરિ ચોવીશ અવતારોરે;
ખંડન મંડન કરે કરાવે, સહુમાં સહુથી ન્યારો. આતમ૦ ૬
અનેક પન્થો ત્હેં પ્રગટાવ્યા, અનેક લઈ અવતારોરે;
તું છે ને તું નહીં છે એવા, મતો રચ્યા છે અપારો. આતમ૦ ૭
અનેક ધર્મો પન્થ જણાવી, લોક લડાવ્યા ભારીરે;
આચારો ત્હેં ભિન્ન જણાવી, કરાવી મારામારી. આતમ૦ ૮
સાચું જૂઠું સહુ દર્શનમાં, કળા કરીને જણાવ્યુંરે;
હિન્દુ મુસલ્માન બૌદ્ધને ખ્રીસ્તી, પારસીઓમાંભણાવ્યું. આતમ૦ ૯
ધર્મ પંથની બાજી રચી ત્હેં, અજબ તમાસા ખેલોરે;
તારી કુદ્રતને તું જાણે, તું જડવાદી ભેળો. આતમ૦ ૧૦
કોઇને કોઈમાં કોઇને કોમાં, પંથોમાં જડવાદેરે;
રાગ કરાવે પ્રભુ જણાવે, પાર ન વાદવિવાદે. આતમ૦ ૧૧
અનેક પ્રભુને ધર્મ જણાવ્યા, જણાવનારો ન્યારોરે;
નિરાકારં સાકાર જણાવ્યો, જણાવનારો પ્યારો. આતમ૦ ૧૨
સમ્યગ્દૃષ્ટિ થયાવણ્ ત્હારૂં, રૂપ ન સમજે સારૂંરે;
આતમ જ્ઞાની તુજને શોધે, તુજ સ્વરૂપ કંઈ ન્યારૂં. આતમ૦ ૧૩
કેવલજ્ઞાન પ્રગટતાં આતમ, સત્યસ્વરૂપ જણાતુંરે;
પરખાતું સાચું ને જૂઠું, સાચું જોયું જાતું. આતમ૦ ૧૪

સમ્યગ્દૃષ્ટિથી તું આતમ, નિજને સમ્યગ્ જાણેરે,
અષ્ટયોગથી આતમ નિજની,—મુક્તિ સાચી માને   આતમ૦ ૧૫
મતિ શ્રુત અવધિ મનઃપર્યવને, કેવલજ્ઞાની થાવેરે,
કેવલજ્ઞાને સત્ય પ્રકાશી, સત્યધર્મ સમજાવે   આતમ૦ ૧૬
બહિરાતમથી અતર આતમ, યે પરમાતમ થાવેરે,
સર્વદ્રવ્ય તત્ત્વોને જાણે, સ્વપરપ્રકાશી સુહાવે   આતમ૦ ૧૭
અશજ્ઞાનથી પૂરણ જ્ઞાને, વિકસે કર્મ હઠાવીરે,
જાણે તેટલુ મતે[1] પ્રકાશે, તુજમા લગની લગાવી.   આતમ૦ ૧૮
આતમથી નાસ્તિક આસ્તિક સહુ, દર્શન પ્રગટ્યાં જાણોરે,
આતમમાથી શાસ્ત્રો પ્રગટ્યા, આતમજ્ઞાન પ્રમાણો   આતમ૦ ૧૯
ક્ષયોપશમ જ્ઞાને સહુ જીવો, ભિન્ન ભિન્ન મતિ ધારીરે,
ક્ષાયિકભાવે કેવલજ્ઞાનમા, નહિ મતિભેદ લગારી   આતમ૦ ૨૦
સમકિતવતા સમ્યગ્ જ્ઞાની, નયસાપેક્ષ વિચારેરે,
સર્વે દર્શન ધર્મશાસ્ત્રને, જાણે હઠ સહારે   આતમ૦ ૨૧
અનેક દર્શન ધર્મ પથનો,—આતમ અનાદિ કર્તારે;
અનત ભવમા અનેક ધર્મો, કર્તા છે સહર્તા.   આતમ૦ ૨૨
સમ્યગ્જ્ઞાન થયા પછી આતમ, સમ્યગ્ ધર્મને ધારેરે,
મતપથ દર્શન ધર્મોમાથી, સમ્યગ્ સત્ય વિચારે   આતમ૦ ૨૩
મન સકલ્પ વિકલ્પના યોગે, પ્રગટ્યા પયો વારેરે,
આતમ આપસ્વભાવમાં રમતો, નિર્વિકલ્પતા ધારે   આતમ૦ ૨૪
નિર્વિકલ્પદશામાં આતમ, અકળ કળા સમજાતીરે,
નયસાપેક્ષના જ્ઞાનધ્યાનથી, અનુભવવાત જણાતી   આતમ૦ ૨૫
આતમદર્શનધર્મપન્થની, પચ્ચીશી એ ગાઇરે,
પેથાપુરમાં બુદ્ધિસાગર,—આતમદશા પરખાઈ   આતમ૦ ૨૬

---

૧ જ્ઞાનરૂ.

## અલક્ષ્યાત્માલગની.

( રાગ ઉપરનો )

આતમ ! ! અલખદશા ત્હારી, પ્રભુ તુજ લાગી લગન પ્યારી. ॥
ત્હારી લગની તાલાવેલી,—લાગી ચેતના જાગીરે;
તુજરૂપે રંગાયો રંગે, મિથ્યાભ્રમણા ભાગી. આતમ૦ ૧
અસંખ્યપ્રદેશી આપોઆપે, સમરૂં અજપાજાપેરે;
ઝળહળ ઝળહળ જ્યોતિ ઝળકે, દેખું આપોઆપે. આતમ૦ ૨
આપોઆપને સમરૂં બીજું, કશું ન મનમાં લાવુંરે;
આપસ્વરૂપે આપ પ્રકાશે, આપોઆપને ધ્યાવું. આતમ૦ ૩
અનંતનામે અનંતરૂપે, રૂપી અરૂપી પોતેરે;
મન વણ આતમથી આતમને, ધ્યાવે ઝળકે જ્યોતે. આતમ૦ ૪
આપોઆપ સ્વરૂપે પ્રભુ હું, નહીં અવતરવું મરવુંરે;
બુદ્ધિસાગર આતમ આનંદ, પામી ઠામે ઠરવું. આત૦ ૫

---

## આત્માનું આત્માને મિલન.

( જીવલડા ઘાટ નવા શીદ ઘડે. એ રાગ. )

આતમ આપોઆપને મળ્યા, સ્વભાવે સાકરથી પણ ગળ્યા. ॥
આતમરસ સમ મીઠું ન કોઈ, આતમરસમાં ભળ્યા;
પુંવેદાદિ બાહ્યરસોથી,—આતમ પાછા ફર્યા. સ્વભાવે૦ ૧
આતમ મીઠો આતમ પ્યારો, અનંત સાગર ભર્યા;
જ્યાં ત્યાં આતમ ઘટઘટ વ્યાપક, દેખી પોતે ઠર્યા. સ્વભાવે૦ ૨
ઉપશમભાવને ક્ષયોપશમથી,—પોતે નિજને મળ્યા;
પ્રગટ પ્રભુ પરખાયા ઘટમાં, દુઃખના દહાડા ટળ્યા. સ્વભાવે૦ ૩
મનમોહે લલચાય ન લોભે જાય ન કોઈથી છળ્યા;
અસંખ્યપ્રદેશી નિજ ઘરમાંહી, વેગે પાછા વળ્યા. સ્વભાવે૦ ૪

નામ રૂપમાં થયા ન મોહી, નિજરૂપ પ્રેમે ભર્યા;
જગ્યા ઉઠયા મસ્તાના થઈ, નાગા થૈ નીકળ્યા        સ્વભાવે૦ ૫
લઘુ બાલકવત્ નિર્દોષી થૈ, આનન્દે ઉછળ્યા,
બુદ્ધિસાગર પિંડમા પરગટ, જ્યોતિજ્યોત ઝળહળ્યા   સ્વભાવે૦ ૬

---

## आत्मामां सर्व छे.

( રાગ ઉપરનો )

આતમમાં સહુ દેખ્યુ ભર્યું, દેખીને મનડુ નિશ્ચલ ઠર્યું ॥
જે જે ઈચ્છુ તે આતમમાં, ક્યાં હવે જગમા ફરૂ,
આતમ છે આશુકને માશુક, ક્યાં જગમા ટળવળુ દેખી૦ આ૦ ૧
આતમ રાજ્ય કુટુંબને ઘર છે, આતમમાં ધન ખરૂ,
માત પિતા ભાઈ દેશ છે આતમ, આતમ મિત્રમા ઠરૂં દે૦આ૦ ૨
પિતા પુત્ર ગુરૂ શિષ્ય છે આતમ, પ્યારૂ સકલ સહુ ભર્યું,
જ્ઞાનાનન્દથી ભરપૂર આતમ, દેખીને દુઃખ ટળ્યુ દેખીને૦ આ૦ ૩
ધર્મને ધર્મી આતમ પોતે, ષડ્દર્શન ઘર ભલુ;
સર્વશાસ્ત્રનો આતમ સાગર, મસ્ત બનીને ફરૂ  દેખીને૦ આ૦ ૪
આતમરૂપે વિશ્વને દેખુ, આનન્દથી ઉછળુ,
બુદ્ધિસાગર આતમમાં સહુ, પૂર્ણ ની ઈચ્છા ફરૂ   આતમ૦ ૫

---

## आत्मभावथी विश्वसाथे वर्तन.

અલખ દેશમે વાસ હમારા એ રાગ

આત્મભાવથી સર્વ લોકની,–સાથે વર્તવુ છે સાર,
મૈત્રી મુદિતા કરૂણાભાવે, મધ્યસ્થે વર્તન પ્યારૂ      આત્મ૦ ૧

ભિન્ન ધર્મીવર્ણી લોકોનું,–આતમસમ હિતને કરવું;
સર્વ વિશ્વનું ભલું ઇચ્છવું, મોક્ષમાર્ગમાં સંચરવું. આતમ૦ ૨

પ્રભુ સર્વનો, સર્વે પ્રભુના, ધર્મભેદ ક્લેશો હરવા;
દેશાદિક ભેદે નહીં લડવું, પલ પલ પ્રભુ દિલમાં સ્મરવા. આતમ૦ ૩

કર્મવશે જીવો છે દોષી, કર્મ–દોષ જાણી લેવો;
અપરાધોની માફી દેવી, ધર્મ પન્થ સાચો એવો. આતમ૦ ૪

ભૂલ ને દોષ વિનાનું કો નહીં, અન્યજીવોપર નહીં કોપો;
શુદ્ધપ્રેમથી વૈર શમે છે, પ્રભુ આજ્ઞા એ નહીં લોપો. આતમ૦ ૫

સર્વજીવોના હિતને માટે, ધરો વિચારો આચારો;
સર્વજીવોને સંતાપો નહીં, વૈરીને પણ નહીં મારો. આતમ૦ ૬

પ્રભુ ઉપર વિશ્વાસ ધરીને, સમભાવે સુખ દુઃખ સહેવું;
અન્ય જીવો નિમિત્ત છે કર્મના,–ઉદયે મન જાણી લેવું. આતમ૦ ૭

મનુષ્યજન્મ આદર્શ છે સાચું, આતમની શુદ્ધિ કરવી;
મનવચ કાયા પવિત્ર રાખી, પરમાર્થે બુદ્ધિ ધરવી. આતમ૦ ૮

આત્મજ્ઞાન સેવા ભક્તિથી, ચિદાનંદ ઘટ પ્રગટાવી;
બુદ્ધિસાગર મસ્ત રહો સહુ, સાચી શિક્ષા સમજાવી. આતમ૦ ૯



## आत्माओथी भरपूरविश्वने आत्मज्ञानथी देख!!

જગમાં ઘટ ઘટ આત્મપ્રભુ છે, ઘટ ઘટ આતમ ભાળ;
આતમ જ્યાં ત્યાં આતમ ભાળ. ॥

એકેન્દ્રિ આદિ સહુ જીવો, આતમ રૂપ નિહાળ;
ઘટ ઘટ આત્મપ્રભુને નિહાળ.

કર્મોપાધિએ ભેદો પડિયા, કર્મોપાધિને ત્યાગ;
સર્વે વિશ્વમાં સર્વ જીવોને,–પ્રભુ દેખી ધર રાગ. ઘટ૦ ૧

નાના મોટા જીવો પ્રભુ છે, પ્રભુસમબુદ્ધિએ ભાળ ।।
સવ જીવોની અહિંસા ધારી, મુક્તિ સન્મુખ ચાલ. ધટ૦ ૨
ઉચ્ચને નીચનો ભેદ છે કર્મે, કર્મના ભેદને ટાલ,
નામરૂપ નહીં લિંગને જાતિ, સત્તાબ્રહ્મ વિચાર ઘટ૦ ૩
કર્મ શરીર પડદામા જીવો, જૂદા તુજ સમ ધાર;
ચઉદરાજ જગમાંહી ભરિયા, તેપર ધર બહુ વ્હાલ ઘટ૦ ૪
આતમ તે પરમાતમ નક્કી, જીવો અનત નિહાળ;
આતમ !! આપસ્વરૂપે ખેલો; તું છે કાળનો કાળ. ઘટ૦ ૫
રાગ રોષના સર્વ વિચારો, તેનો કર પરિહાર,
જન્મ મરણથી તું છે ન્યારો, નરનારી ન આકાર ઘટ૦ ૬
સર્વવિશ્વમાં પરમેશ્વર તું, પરબ્રહ્મ નિર્ધાર,
બુદ્ધિસાગર આતમ ઐકયે, પ્રભુધ્યાને પ્રભુ ભાળ ઘટ૦ ૭

પેથાપુર

---

## वालभावना.

પ્રભુ !! હુ ત્હારો છુ એક બાલ, ક્ષણ ક્ષણ કર સભાલ પ્રભુ૦
પ્રભુ તુજ બાલક હુ તુજ સરખો, લાલનનો પણ લાલ;
શુદ્ધપ્રેમ શ્રદ્ધાથી ત્હારો, એક છુ બાલક ધાર પ્રભુ૦ ૧
જેવો તેવો પણ ત્હારો હુ છુ, તું મારો રખવાલ,
માત પિતા તુ વિશ્વપતિ છે, જગમા તારણહાર પ્રભુ૦ ૨
સ્વર્ગ ન યાચુ મુક્તિ ન યાચુ, ધારૂ તુજપર વ્હાલ,
કરવુ ઘટે તે કરજુ ત્હારે, મારી વા કર સભાળ પ્રભુ૦ ૩
આતમ પ્રભુને આતમ બાલક, અન્ય ન બીજો નિહાળ,
પ્રભુ પિતા તું પરમેશ્વર છે, પલ પલ મુજને નિહાલ પ્રભુ૦ ૪
મુજ તુજમાં અતર્ નહીં કનુએ, અસખ્યપ્રદેશી ધાર;
આપોઆપ બાલકને ઇશ્વર, નિજ નિજને તું ભાળ પ્રભુ૦ ૫

ષટ્કારક રૂપપ્રભુજી વ્હાલા, આપોઆપ નિહાલ ।।
બુદ્ધિસાગર પ્રભુજી મારા, તારો દીનદયાલ. પ્રભુ૦ ૬

પેથાપુર.



## મોહહઠાવ!!

આતમ આપોઆપ સંભાર, મોહપરિણતિ વાર. આતમ૦
જડ દેહાદિકમાં નહીં સુખ છે, આતમમાં સુખધાર ।।
ચિદાનન્દમય બ્રહ્મ સનાતન, આપોઆપ વિચાર. આતમ૦ ૧

જડમાં સુખ દુઃખ બુદ્ધિ ધરીને, ભલીશ નહિ ક્ષણવાર;
મોહની સાથે યુદ્ધ કરીને, વરો વિજય વરમાલ. આતમ૦ ૨

સ્વપ્ન સરિખી દુનિયાદારી, મારૂં ન તારૂં લગાર;
સર્વ જીવો નિજ આતમ સરખા, રાગને રોષ નિવાર. આતમ૦ ૩

આત્મસ્વભાવે સહજધર્મ છે, પ્રકટ કરો નિર્ધાર;
ચલત પંથમાં ચેતો ચેતન, શક્તિ ફેરવો સાર. આતમ૦ ૪

આત્મશક્તિથી મોહ હઠાવી, બનો ઈશ્વર સુખકાર;
બુદ્ધિસાગર આત્મધર્મમાં, આનંદ અપરંપાર. આતમ૦ ૫

પેથાપુર.

---

## મોહયુદ્ધ.

( લાવણી )

અરે મોહરાજ હવે ભાગ, નથી તુજ લાગ, તજ્યો તુજ રાગ, થયો વૈરાગ્ય;
હવે તું હાર્યો; આતમ હું જાગ્યો પૂર્ણબળે ગુણ ધાર્યો. અરે૦ ૧

હવે ધરૂં ન રાગને રોષ, ધરૂં સંતોષ, કરૂં ગુણ પોષ, તજુ સહુ દોષ,
થયો ઉપયોગી, પરમેશ્વર પ્રેમે સત્ય થયો સુખભોગી. અરે૦ ૨

તેં આપ્યું દુઃખ અપાર, દેઈને માર, ભૂલાવી ભાન, કરી નાદાન, હવે હું જાગ્યો.
તુજ મોહથી મરૂં ન લેશ, પ્રભુપદ લાગ્યો. અરે૦ ૩

મેં કર્યું આત્મગુણ જ્ઞાન, આવ્યુ નિજ ભાન, લાગ્યુ નિજ તાન,
થયો મસ્તાને, સુખ દુઃખમાં ધર્યો સમભાવ, તજ્યાં તોફાનો અરે૦ ૪
પ્રભુ આતમમાં ગુલ્તાન, થયો મસ્તાન, થયો બે ભાન, નહીં જગ સાન,
કર્યું કુર્બાન, વરીશુ મુક્તિ, નથી જડમાં સુખ વિશ્વાસ, ધરી સમ
મુક્તિ. અરે૦ ૫
લગી ચિદાનંદની ચાહ, નથી પરવાહ, લોકની લેશ, નથી મન કલેશ,
જરા નહીં,
દ્વેષ, થયો ઘટ બળિયો, આતમના શુદ્ધ સ્વભાવ માર્ગમાં વળિયો
અરે૦ ૬
હવે રહ્યો ન તારો દોર, ટળ્યુ તુજ જોર, વધ્યો મુજ તોર, પ્રભુ
પ્રગટાવ્યા,
બુદ્ધિસાગર પ્રભુ બ્રહ્મ સ્વયસુખ પાયા અરે૦ ૭
પેથાપુર

---

## समतासाबरमती.

(આતમ અકલકલા ત્હારી એ રાગ.)

સમતારૂપી સાબરમતી, આતમ સાગરમાહે જતી;
ઇડા ગંગા, પિંગલા યમુના, સુષુમ્ણા સરસ્વતી,
તેથી ન્યારી ઘટ ઘટવ્યાપી, આત્મપ્રદેની છતી આ૦ સમતા૦ ૧
નવસે નાડી સહશ્ર બહોતેર,—કોઠામાંહિ છતી,
હરિહર બ્રહ્મા તેને ધ્યાવે, આપે મુક્તિ ગતિ. આ૦ સમતા૦ ૨
સમતાસાબરમાં ન્હાનારા, થાવે જગના પતિ;
ઈન્દ્ર ચદ્ર તેના પગ પૂજે—કર્મ ન રહેતુ રતિ આ૦ સમતા૦ ૩
ચૌદ ગજમાં સમતા જેવી, કોઈ ન દેવી સતી,
સમતા સાબર શરૂ પાણી, આપે શક્તિ ગતિ આ૦ સમતા૦ ૪
અમ ધ્યયોગોરૂપી નદીઓ, તેમાં ભળતી જતી;
યતિતનિ સુરપતિ ધ્યાવે પૂજે, કરવી નિર્મલ મતિ આ૦ સમતા૦ ૫

આતમભારત અસંખ્ય પ્રદેશે, ધ્યાનમરૂમાં છતી;
મુક્તદશા મેવાડમાં વહેતી, દેખે યોગીપતિ. આ૦ સમતા૦ ૬
આત્મજ્ઞાન ગુજરાતમાં વહેતી, બ્રહ્મસાગર ભળી જતી;
બુદ્ધિસાગર સમતા સાબર, પ્રગટી સુખમય છતી. આ૦ સમતા૦ ૭

પેથાપુર, ગોજારા (ગુરૂ) ભેટમાં.

## आत्मदर्शनदशा.

( રાગ ઉપદનો. )

આતમ આપોઆપને મળ્યા, દર્શન પન્થના જઘડા ટળ્યા;
મનમાં શુભાશુભ ભાવ રહ્યો નહિ, આતમ નિજમાં ઠર્યા;
મોહ કર્મ શયતાનની સાથે, લડીને નિજગુણ વર્યા. દર્શન૦ આ૦ ૧
સવ ધર્મ મત પન્થમાં સમતા, પ્રગટી ભેદો હર્યા,
કેવલજ્ઞાનને કેવલ દર્શન, સુખથી આતમ ભર્યા. દર્શન૦ આ૦ ૨
અનંત ગુણ પર્યાય સ્વરૂપી, ચિદાનંદમય ખરા.
બુદ્ધિસાગર આત્મપ્રભુની, લહેરે ઘટ ઝળહળ્યા. દર્શન૦ આ૦ ૩

પેથાપુર.

## आत्मप्रभुचैत्यवन्दन तथा स्तवनम्.

હરિગીત છંદ ચાલ.

અસંખ્ય પ્રદેશી આતમા પરબ્રહ્મ તુજ વંદન કરૂં.
તું અલખ અરૂપી અજ અવિહડ આપોઆપને સંસમરૂં.
જગનાથ જગતારક વિભુ નિર્મલ પ્રભુ પરમેશ્વરા,
એક શ્વાસમાં સોવાર સમરૂં વંદું સ્તવું જગદીશ્વરા ૧
તું નૂરનો પણ નૂર છે તું જ્યોતિની પણ જ્યોત છે,
અરિહંત જિન તું સિદ્ધ છે તારો જગત્ ઉદ્યોત છે;

સાકાર તુ પર્યાયથી જડસગથી શાશ્વત સદા,
તું નિત્ય પૂર્ણાનન્દ ચિદ્ઘન વદુ સમરૂ નિર્મલા. ૨
તુ અસખ્ય કોટિ ચદ્ર સૂરજતેજનુ પણ તેજ છે,
ઘટઘટવિષેવ્યાપક પ્રભુ સત્તાએ એકજ એજ છે,
અવિનાશી તુ નિજ પરપ્રકાશી દેવનો પણ દેવ છે,
પલવારમાં શતવાર સમરૂ સત્ય તારી સેવ છે. ૩
નિજ આત્મ એકેક પ્રદેશે અનન્ત દર્શન જ્ઞાન છે,
પ્રતિ પ્રદેશે ગુણ અનતા અનંત પર્યવ માન છે,
નિજ આત્મ એક પ્રદેશમાં બ્રહ્માંડ અણુસમ જ્ઞેય છે,
પલવારમાં શતવાર સમરૂ આતમા દિલ ધ્યેય છે ૪
જ્ઞાની નિરંજન સત્ય ઇશ્વર નિત્ય નિર્ભય જગપતિ,
ચેતન હરિહર રૂદ્રબ્રહ્મા શક્તિરૂપી જિનપતિ,
પ્રભુ આત્મ સત્તાએ જગત્માં એકવ્યાપક દુ ખહરા,
પલવારમાં શતવાર સમરૂ વદુ પાવન સુખકરા ૫
તારી અનતી શક્તિ છે તારા સમો નહીં કોઈ છે,
મહિમા કરે તારો જગત્ મે તારી શક્તિ જોઇ છે,
રૂપી અરૂપી અકલ ઇશ્વર શબ્દસૃષ્ટિપાર છે,
એક પલકમાં શતવાર વદુ સમરૂ તુજ આધાર છે ૬
લોકો તને અલ્લાખુદા પ્રભુ બુદ્ધનામે બોલતા,
યહોવા કહે છે ખ્રીસ્તિયો તુજ આગળે દિલ ખોલતા,
સહુ ધર્મ પન્થના શાસ્ત્ર પણ તારી દિશા સાક્ષીભરે,
એક પલકમાં શતવાર વદુ સમરૂ તુ જીવન ખરે ૭
તુ દેખતો સહુ વિશ્વને એ કારણે સહુથી વડો,
તુ જ્ઞાન જ્ઞેય સ્વરૂપી છે, અનુભવ જણાતો એ ખરો;
સદસત્ અનેકને એક તું નિ સગ કારકષટ્કમયી,
એક શ્વાસમાં સોવાર વદુ સમરૂ ભ્રાંતિ દૂરગઈ ૮

સહુ દર્શનો તુજને સ્તવે દિલદેહદેવળ શોભતો,
ઘટઘટ પ્રભુ વ્યાપક સદા તનુ દેવળોમાં ઓપતો;
સત્તા ને વ્યક્તિદૃષ્ટિએ સહુમાંને સૌથી ભિન્ન તું,
પ્રભુ બુદ્ધિસાગર આપોઆપ જે વંદુ ગાવું અભિન્ન તું. ૯

મુ. પેથાપુર.

---

## ( दुर्लभमोक्षप्राप्ति. )

( ચેતાવું ચેતીલેજરે એ રાગ. )

વૈકુંઠ મુક્તિ વરવીરે, એતો બાલકની નહીં વાતો.
મરજીવા કૈઈ મુક્તિપામે—મોહી લાતો ખાતો. વૈકુંઠ૦
નામરૂપની વાસના વારે, દેહાધ્યાસ હઠાવે;
મડદા જેવા થઈ જગજીવે, પરમ પ્રભુપદપાવે. વૈકુંઠ૦ ૧
ગ્રન્થો લખતાં ગમ નહીં પડશે, લેખકથી ન લખાશે;
વાચકથી નહીં તે વંચાશે, વક્તાથી ન વખણાશે. વૈકુંઠ૦ ૨
અગમ અલખ આતમ છે અરૂપી, બાવન બહાર પ્રકાશે;
પદવીઓથી નહીં પકડાશે, સત્તાથી ન પમાશે. વૈકુંઠ૦ ૩
લક્ષ્મીથી તે નહીં લલચાશે, લાલચે નહીં લોભાશે;
પાંચે ઇન્દ્રિયોને મનથી, પેલીપાર છે પાસે. વૈકુંઠ૦ ૪
વ્યાકરણ કાવ્યને ન્યાય ન પહોંચે, વેદોથી પણ દૂરે;
ચિદાનંદ લગની લાગંતાં, આપોઆપ હજૂરે. વૈકુંઠ૦ ૫
વેષક્રિયા ઝઘડા વઘડાથી, કવિ કવિતાથી ન્યારો;
ગાયનથી ગાનારો ન્યારો, આપોઆપ વિચારો. વૈકુંઠ૦ ૬
ટીલાં ટપકાં જનોઈ સુન્નત; બાપટીઝમથી ન્યારો;
સહુમાંહીપણ સર્વથી ન્યારો, આપજ વિચારનારો. વૈકુંઠ૦ ૭
ભાષણ ભવાઈથી તે ન્યારો; નહીં મક્કા નહીં કાશી;
મોહશયતાનને મારે મુક્તિ, માયા છે જગફાંસી. વૈકુંઠ૦ ૮

કીર્તિ પ્રતિષ્ઠા લોકવાસના, શાસ્ત્રવાસના છ ડે;
જ્ઞાન ક્રિયા સેવા ભક્તિથી, મુક્તિ છે, ન ધમડે વૈકુંઠ૦ ૯
રાગ રોષને કામના ક્ષયથી, મુક્તિ થાતી નક્કી,
મુક્તિનો મારગ છે ન્યારો, રાખો શ્રદ્ધા પક્કી વૈકુંઠ૦ ૧૦
મનની ગતિ કુંઠિત કર્યાથી, વૈકુંઠ આતમ પોતે,
મનમાર્યાથી મુક્ત છે આતમ, ઝળહળતો નિજ જ્યોતે વૈકુંઠ૦ ૧૧
પાંચ ઇન્દ્રિયમનના-રસથી, ન્યારો રસ આતમનો,
આતમરસ પામ્યો અધિકારી, સન્ત છે, પરમાતમનો વૈકુંઠ૦ ૧૨
મિથ્યાત્વ જ મનમોહને મારો, આવે ભવોદધિ આરો
બુદ્ધિસાગર આતમઉજાગર, આનંદ પામો અપારો વૈકુંઠ૦ ૧૩

પેથાપુર

---

## आत्मरूपे विश्वथवानी भावना.

( જીવલડા ઘાટ નવા શીદ ઘડે એ રાગ )

જગ સહુ આતમરૂપે થયું, ચિદાનંદ બ્રહ્મ સનાતન રહ્યું૦ ॥
આતમ અરિહંત સિદ્ધને સાધુ, સૂરિ વાચક ઝળહળે,
આતમ હરિહર બ્રહ્મા રામ છે, બુદ્ધ છે બુદ્ધિબળે જગ૦ ૧
કૃષ્ણ રૂદ્ર ઇશ્વર પ્રભુ આતમ, અનેક નામે ગણો,
બાવનથી પણ બહાર અનામી, અસ્તિ નાસ્તિરૂપ ભણો જગ૦ ૨
કર્તા કર્મને કરણ સંપ્રદાન, અપાદાન કહેવાયો;
અધિકરણ પણ આતમ પોતે, અનુભવથી સમજાયો જગ૦ ૩
નિજ પરદ્રવ્યની અસ્તિનાસ્તિમય,-સાપેક્ષાએ પોતે,
રૂપેઠે અસખ્યપ્રદેશી નભ છે, ઝળહળતો જગજ્યોતે જગ૦ ૪
ક્ષમા મહીને શાંતિજલરૂપ, ધ્યાનવાયુમય ધારો;
જ્ઞાન અગ્નિમય પોતે આતમ, સાપેક્ષાએ વિચારો જગ૦ ૫
જ્ઞાન તે સૂર્યને દર્શન શશી છે, સુખરૂપ સાગર જાણો;
ધૈર્ય તે મેરૂપર્વત સઘળી,-નદી વૃત્તિયો પ્રમાણો જગ૦ ૬

શુક્ર તે આતમવીર્ય છે સાચું, આતમ ગુરૂછે સબળો;
મન તે શનિ છે બુધ છે બુદ્ધિ, આતમમાં નહીં ગ્રબડો. જગ૦ ૭

સંતોષ મંગલ, આત્મતાન તે,-કેતુગ્રહ છે મઝાનો,
વિદેહભાવ તે રાહુ સમજો, જ્ઞાનમાં નહીં કોઇ છાનો. જગ૦ ૮

આત્મવિચારો નક્ષત્ર તારા, જ્ઞાન ગ્રહો છે અપારો;
લોકાલોક જ ભાસે ઘટમાં, અનંત મોહમાધારો. જગ૦ ૯

સાપેક્ષાએ આતમરૂપે, જગ સહુ અનુભવ આવ્યો;
આતમજ્ઞાને ખેલે આતમ, આનંદ સત્ય સુહાવ્યો. જગ૦ ૧૦

આતમ જડ ગુણપર્યાયોથી, અસ્તિનાસ્તિમય પોતે;
બુદ્ધિસાગર આતમરૂપે, જગ થયું જ્ઞાનની જ્યોતે. જગ૦ ૧૧

મુ. પેથાપુર.

---

## લઘુતા.

( રાગ ઉપરનો. )

ચિત્તમાં કષાય દુર્ગુણ છતી, માહરી જાણું થોડી મતિ.
સૂરિવાચક મુનિગુણ નહીં મુજમાં, ધરૂં શું ? ગર્વની રતિ;
લઘુ બાલકસમ નિર્દોષી નહીં, પ્રભુપદમાં નહીં ગતિ. મા૦ ચિ૦ ૧
જગનો ચેલો જગ મુજ ગુરૂ છે, જગમાં બાળક થયો;
જ્ઞાનક્રિયા ગુણરતિ ન પામ્યો, ભણતર ભૂલી ગયો. મા૦ ચિ૦ ૨
નીચમાં નીચથકી પણ નીચો, અગુરૂ લઘુ પદ વહ્યો;
જ્ઞાની પંડિત યોગી ન મોટો, જગનો પૂજક રહ્યો. મા૦ ચિ૦ ૩
જગને ન જાણું ન જગ મુજ જાણે, એકડે એકો ભણ્યો,
લખ્યો ન લખતાં ભણ્યો ન ભણતાં, નિજને નિજ નહીં ગણ્યો.
મા૦ ચિ૦ ૪
પાગલ સમ મુજ કથની રહેણી, કર્મ કલંકે સર્યો;
બુદ્ધિસાગર આત્મપુરૂષના,-પંથે પ્રેમે વર્યો. મા૦ ચિ૦ ૫

પેથાપુર.

---

## निन्दा केम करुं?

( રાગ ઉપરનો )

અન્યની નિન્દા કરૂં શુ જગ, દુર્ગુણ અનેક મુજમાં ભર્યો૦ ॥
નિન્દા દોષની વૃત્તિ વણ તો, નિન્દા ન અન્યની થતી,
કષાય કર્મથી ઘેરાયો હુ, વિચિત્ર કર્મની ગતિ દુ૦ અ૦ ૧
કર્મને જાણી શ્રદ્ધા કરૂં તો, થાય ન નિન્દામતિ;
દોષ ઉવેખી ગુણને લેવા, એવી સજ્જનગતિ. દુ૦ અ૦ ૨
નિન્દારૂપથી મોહ પ્રવેશે, આતમ ગુણને હણે;
કેવલજ્ઞાની અન્યને દોષી, જાણે તોયે ન ભણે દુ૦ અ૦ ૩
કેવળજ્ઞાની થયા વણ જગમા, સહુમા દોષની છતી,
આતમ નિર્દોષી કરવામા, સૌની ચહુ ઉન્નતિ દુ૦ અ૦ ૪
મુજ સમ નિંદવાયોગ્ય ન બીજો, ટાળુ નિજ દુર્મતિ,
બુદ્ધિસાગર આતમ ઉજાગર,–દશા લહુ સુખ છતી દુ૦ અ૦ ૫

---

## धिक्कारत्याग.

( ચેતાવુ ચેતી લેજોરે એ રાગ )

આતમ !! પ્રભુપદ વરવારે, પાપીઓને નહી ધિક્કારો
દોષીને નહી નિંદો ગર્હો, દુર્ગુણ નિંદી ટાળો આતમ૦ ૧
વૈરીઉપર વૈર ન ધારો, દયા પ્રીતિને ધારો,
દોષીઓની માતા થઇને, દોષોને જ પખાળો આતમ૦ ૨
તિરસ્કાર નહી કરો કોઈનો, દોષી નીચજનોનો,
દુર્ગુણીઓના દુર્ગુણ ધોશો, દોષ ન બોલો કોનો આતમ૦ ૩
દયા કર્યાથી પ્રભુની દયા છે, પ્રેમ કર્યાથી પ્રીતિ;
જેવુ કરશો તેવુ લેશો; કુદ્રતપ્રભુની રીતિ આતમ૦ ૪

અપરાધીના સહુ અપરાધો, માફ કરીને ચાલો;
પ્રીતિથી મન વૈરને ટાળો, મુક્તિપુરીમાં મ્હાલો. આતમ૦ ૫
સંતજનો ગંગાજલ પેઠે, દોષીમેલને ધોતા;
સંતની રીતિ રાખી ચાલો, સંતો શિવપુર પહોંત્યા. આતમ૦ ૬
ચાડીચુગલી કલંક દેવાં, નિંદાલવરી ટાળો;
શાક્તછતાં દોષીઓ સંગે, રહીને દોષ નિવારો. આતમ૦ ૭
નીચ ગણોનહીં બીજાઓને, નિજને ન ઉંચા માનો;
પાપીઓની શુદ્ધિ કરવા, જીવ્યું સફલું જાણો. આતમ૦ ૮
જીવોની સેવાભક્તિમાં, પ્રભુની સેવાભક્તિ;
જાણી સર્વજીવોના હિતમાં, વાપરશો નિજશક્તિ; આતમ૦ ૯
લક્ષ્મીવિદ્યા સત્તા વધતાં, આતમ પ્રભુ નહીં થાવે;
દુર્ગુણટળતાં સદ્દગુણ વધતાં, આતમ પ્રભુપદ પાવે. આતમ૦ ૧૦
ગુણનો ગર્વ કરે ગુણ ટળતા, અવગુણ પ્રગટે ભારે;
નિંદા ગર્હો મન દોષોને, જીવો નહીં ધિક્કારે; આતમ૦ ૧૧
જ્યાં ત્યાં દોષોને ધિક્કારો, આતમ નહીં ધિક્કારો;
દોષીઓના આતમ સઘળા,-ઉપર પ્રીતિ ધારો. આતમ૦ ૧૨
સદ્દગુણ સત્યને લઘુતા ધારી, જ્યાં ત્યાં આતમપ્રીતિ;
બુદ્ધિસાગર સર્વાતમની,-સેવા કરશો ભક્તિ. આતમ૦ ૧૩

મુ. પેથાપુર.

---

## आत्मप्रभुदर्शन.

( અલખ દેશમેં વાસ હમારા. એ રાગ. )

અસંખ્યપ્રદેશી આતમપ્રભુજી અનંત ગુણ પર્યાય ભર્યો
અજ અવિનાશી અલખ અરૂપી, દર્શન કરી આનંદ વર્યો,

રાગ દ્વેષ ખંડન મંડનથી,–આત્મપ્રભુ છે બહુન્યારો,
મનોવૃત્તિયોથી પણ નિશ્ચય, શુદ્ધાતમ ન્યારો પ્યારો અસંખ્ય૦ ૧
પ્રતિ પ્રદેશે અનંત ગુણને, અનંત પર્યાયો ભરિયા
દર્શન ધર્મને શાસ્ત્ર પ્રકાશક, આત્મપ્રભુ છો ગુણ દરિયા અસંખ્ય૦ ૨
સર્વ વિશ્વના સર્વ પદાર્થો, અનંત તુજ મહિમા ગાવે
તારી હોડ કરે નહી કોઈ, તુજને સહુ સંતો ધ્યાવે અસંખ્ય૦ ૩
તુજ આગળ દુનિયા છે અણુસમ, ચિત્સત્તાએ એક ખરો,
વ્યક્તિથી તું અનંત આતમ, આપોઆપ સ્વભાવ વરો અસંખ્ય૦ ૪
સ્થિરોપયોગે આત્મસ્વભાવમાં, નિર્વિકલ્પદશા ધારો,
જે જોઇએ તે છે તુજમાંહી, તે તું હુવૃત્તિન્યારો અસંખ્ય૦ ૫
એકેન્દ્રિયાદિતનુ મન્દિર, અનંત આતમ અવિનાશી,
વિશ્વ પ્રભુ હું સત્તાએ છું, એક અનેક નિજ વિશ્વાસી અસંખ્ય૦ ૬
અનંત દેવળ અનંત આતમ,–સત્તાએ એકજ સર્વે
સર્વે સરખા નાના ન મોટા, રહુ, ન દેહાદિક ગર્વે અસંખ્ય૦ ૭
સત્ સત્તાએ અસ્તિ નાસ્તિએ,–વિશ્વરૂપ હું છું પોતે;
ચિત્ સત્તાએ સર્વ આત્મરૂપ, ઝળહળતો આતમ જ્યોતે અસંખ્ય૦ ૮
આત્મવ્યક્તિથી અનંત આતમ, દેહ ઉપાધિથી ન્યારો;
પળે પળે શતવાર સ્મરૂં ને, વદુ ઉપયોગે ધાર્યો અસંખ્ય૦ ૯
જડ દેહાદિક રંગ રૂપમાં,–સુખભ્રાન્તિ નાઠી જ્ઞાને,
ઇન્દ્રિયો મન રસથી ન્યારો, આતમરસ પામ્યો તાને અસંખ્ય૦ ૧૦
આતમ આનંદ રસ પામ્યા વણ, મન ઇન્દ્રિયરસ નહીં છૂટે,
આતમ આનંદ રસને પામ્યો, મોહ હવે કયાથી ફૂટે અસંખ્ય૦ ૧૧
સર્વશાસ્ત્રમાં પ્રભુનાં અસંખ્ય,–નામો, નામથી છે ન્યારો,
જ્યોતિ જ્યોતે અનંત નૂરમય, ચિદાનંદ વિશ્વાધારો અસંખ્ય૦ ૧૨
ષટ્ચક્રોમાં ધ્યાન સમાધિ,–કરતાં ઝળહળ પરખાયો.
નમું સ્તવું સમરૂં ઉપયોગે, આત્મપ્રભુ દિલ ઉભરાયો અસંખ્ય૦ ૧૩

જ્ઞાનાનન્દ સ્વરૂપી આતમ, જ્ઞાનાનન્દ પ્રકટ પોતે;
દર્શન ધર્મના ઝઘડા ટળિયા, મળિયો આનંદને જ્યોતે. અસંખ્ય૦ ૧૪
આપોઆપને દીઠો મળિયો, નાઠું મિથ્યા અંધારૂં,
બુદ્ધિસાગર પ્ર રાજ્યમાં, ચિદાનંદમય અજવાળું. અસંખ્ય૦ ૧૫
મુ. પેથાપુર.

---

## વૈરાગ્યભાવ.

( ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો. એ રાગ. )

ચેતીલે ઝટપટ આતમા, આવે સાથે ન કોઇ;
ગાડીવાડી લાડી છંડીને, જવું અંતેરે રોઈ. ચેતી૦ ૧
ઘર ધન સાથે ન આવશે, સાથે આવે ન રાજ્ય.
ભજીલે પ્રભુજીને ભાવથી, કોની રહેશે ન લાજ. ચેતી૦ ૨
બાહ્ય રાજ્ય ભૂમિ લક્ષ્મીના,-ભોગી મરિયા અનંત;
લક્ષ્મી રાજ્ય સત્તા સાહિબી, આવે જોતાંરે અંત. ચેતી૦ ૩
પુત્ર પુત્રી ભાઈ બેનને, સગાં માતને તાત;
શરણ વિના જવું એકલું, ભજ ! ! પ્રભુ દિનરાત. ચેતી૦ ૪
હિંસા જૂઠ ચોરી ક્યાં કરે, છંડી દે વ્યભિચાર;
દારૂ માંસ આદિ પાપથી, દૂર રહો નરનાર. ચેતી૦ ૫
લાખ ચોરાશીયોનિમાં, કર્મે ભમિયો અનંત;
ક્રોધ માન માયા લોભનો,-ત્યાગ કર ! ગુણવંત. ચેતી૦ ૬
મારૂં તારૂં જીવ ! ! ક્યાં કરે, રાગ રોષને વાર;
આશા તૃષ્ણાનો ન અંત છે, પ્રભુપર ધર પ્યાર. ચેતી૦ ૭
વિષયોમાં સુખના વ્હાલથી, પામ્યો દુઃખ અપાર;
સંસારમાં નહીં સાર છે, ચેત ચિત્તમઝાર. ચેતી૦ ૮
અણધાર્યું ઓચિંતું ચાલવું, સાથે પુણ્યને પાપ;
ચાલ્યા અનંતા ચાલશે, ચેતો આપોઆપ. ચેતી૦ ૯

ક્ષણ ક્ષણ પ્રભુ ભજ ! ! ભાવથી, ધર્મનાં કર કાજ;
મનની માયા સહુ છડી દે, પામ ! ! પ્રભુનું રાજ્ય ચેતી૦ ૧૦
સંસારમાં સુખ ક્ષણ નહીં, ઉલટું દુઃખનું દુઃખ,
સ્વપ્ન રાજ્ય સ્વપ્ન લાડુઓ, ખાતા ભાગે ન ભૂખ ચેતી૦ ૧૧
નામ દેહરૂપરંગમાં, મોહ ધરી નહી ભૂલ,
બાજીગર બાજી જૂઠ છે, થાશે દેહની ધૂલ ચેતી૦ ૧૨
પ્રભુ ન મળે ધન રાજ્યથી, મોહથી પ્રભુ દૂર,
બુદ્ધિસાગર પ્રભુભક્તિથી, પ્રભુ હજરાહજૂર ચેતી૦ ૧૩
મુ પેથાપુર

## खटपटत्याग.

( મુખડા કયા દેખે દર્પનમે એ રાગ )

બનો નહી ખટપટિયા, આતમ ! ! બનો નહી લટપટિયા,
સ્વપ્ન સરિખી દુનિયાદારી, બનો નહિ મોહમતિયા આ૦
મારૂં તારૂં કરે શું મૂરખા, સાથ ન આવે ફદિયા આ૦ ૧
સ્વપ્નામાં સુખ નહીં સંસારમા, મોકાણ જેવી મદનીયા. આ૦
બુદ્ધિસાગર ચેતન ચેતો, ક્ષણ ચચલ જોબનિયા આ૦ ૨
મુ પેથાપુર

## प्रभु स्मरण

( રાગ ઉપરનો )

જીવડા પરપલ પ્રભુ મભાગે, મન ગયતાનને માગે. જીવ૦
સંસારે નહી સ્વપ્નામા સુખ, ઠગે નહી અહંકારો,
ક્રોધ કપટને કામ નિવારો, લોભ થતો સહાગે જીવ૦ ૧
રાગ રોષનીસંગ ઠગે નહી, દેહથી આતમ ન્યારો,
જાણી પાપનાં કર્મો ત્યાગો, આયુ ન એળે હારો જીવ૦ ૨

ખટપટ લટપટ ઝટપટ ત્યાગી, ધારો ધર્મ વિચારો;
દુનિયાની ચતુરાઈ ચૂલે, ચડશે નક્કી ધારો. જીવ૦ ૩
ડૂલી જાશે દુનિયા ડહાપણ, ધર્મ ખરો આધારો;
બુદ્ધિસાગર ચિદાનંદ પ્રભુ, ભજો પ્યારામાં પ્યારો. જીવ૦ ૪

મુ. પેથાપુર.

## धर्मकर्म चूकवुं नाहि.

( રાગ ઉપરનો )

ચેતન ચતુર થઇ નહીં ચૂકો, મમતા પડતી મૂકો. ચેતન૦
મારૂં તારૂં કર નહીં મૂરખ, માયા ધૂણી ભભૂકો;
દુનિયાદારી મશાણ જેવી, તેપર જ્ઞાનથી થૂંકો; ચેતન૦ ૧
તનમન લક્ષ્મી સત્તા સઘળું, બાજીઘરનો ફૂકો.
ફજેત અંતે થાશો ફોગટ, વાગે દુઃખ દંડૂકો. ચેતન૦ ૨
ચિદાનંદ આતમ પ્રગટાવો, મદથી લેશ ન ચૂકો;
બુદ્ધિસાગર પ્રભુ ભજી લ્યો, માયા મંત્ર ન ફૂકો. ચેતન૦ ૩

મુ. પેથાપુર.

## आत्मप्रभुप्रभातियुं.

( ઉઠો ચેતન આલસ છંડી. એ રાગ. )

જાગો ઉઠો આતમદેવા, આપ સ્વરૂપ સંભારોરે;
છે તું કોણ ને ક્યાંથી આવ્યો, ક્યાં જાઈશ એ વિચારોરે. જાગો૦ ૧
તારૂં કોણ ને તું છે કોનો, દેહ વા દેહથી ન્યારોરે;
શાથી દેહમાં વસિયો વ્હાલા, આયુ એળે ન હારોરે. જાગો૦ ૨
ચોરાશી લખ જીવયોનિમાં, ભટક્યો અનંતી વારોરે;
મોહ શયતાનના હુકમે ચાલ્યો, પામ્યો દુઃખ અપારોરે. જાગો૦ ૩
નિદ્રાએ પરખાયો ન પોતે, નિદ્રા દોષ નિવારોરે;
ઉઠી અન્ય જીવોને ઉઠાડો, એ અધિકાર છે તારોરે. જાગો૦ ૪

માયા મોહના વશમાં ન આવો, કર આતમ ઉદ્ધારોરે,
જડમાં સુખની ભ્રાન્તિ ત્યાગો, કર દુર્ગુણ સહારોરે  જાગો૦ ૫
આતમ તે પરમાતમ પોતે, અનત શક્તિ આધારોરે;
અસખ્યપ્રદેશી આતમઘરમાં, અનત સુખ નિર્ધારોરે  જાગો૦ ૬
પલપલ ક્ષણક્ષણ સ્મરણ કરો નિજ, ધ્યાગમાં તું ધ્યારોરે;
બુદ્ધિસાગર આનદમગલ–પામો શાતિ અપારોરે  જાગો૦ ૭

---

## परस्पर भिन्न सर्वधर्मी लोकोनी समभावथी मुक्ति.

( ઉત્સવ રગ વધામણાં, પ્રભુ પાસના નામે એ રાગ )

ભિન્ન પરસ્પર ધર્મના,–લોકની થાય મુક્તિ;
સમતાથી ક્ષણમાં જાણશો, બીજી કોઈ ન યુક્તિ  ભિન્ન૦ ૧
ભિન્ન ધર્મી જડ નાસ્તિકો, ઉપર દ્વેષ ન થાવે,
સર્વ દર્શન ધર્મશાસ્ત્ર પર, સમતાભાવ આવે  ભિન્ન૦ ૨
સર્વ જીવો–જડ વસ્તુપર, રાગરોષ ન હોવે,
ચારિત્ર તપ જપ વ્રત વિના, આપ સર્વજ્ઞ જોવે  ભિન્ન૦ ૩
સ્વધર્મી પરધર્મી લોકપર, જડપર સમભાવે;
રહેતાં મુક્તિ છે આત્મની, જૈનશાસ્ત્રો જણાવે  ભિન્ન૦ ૪
સમભાવથી આતમા પ્રભુ, મોક્ષનાટ છે સમતા;
સમતા વિના નહીં મુક્તિ છે, સમવણ સહુ ફરતા  ભિન્ન૦ ૫
સમતાવત જીવતો પ્રભુ,–દેહ દેવળવાસી,
તેને ન કરવાનુ કર્યું, ઉપયોગે પ્રકાશી  ભિન્ન૦ ૬
સમભાવી સત સાધુઓ, પ્રભુ સાકાર જાણો;
બુદ્ધિસાગર સમભાવથી, પોતે ત્રિભુવન ગણો  ભિન્ન૦ ૭

મુ પેથાપુર

---

# आत्मोपयोगमहिमा.

( મારે દિવાળી થઇ આજ પ્રભુમુખ જોવાને. એ રાગ. )

પ્રભુ આતમ વિભુ ભગવંત, તુજ લગની લાગી;
તાલાવેલીથી લાગ્યું તાન, આત્મદશા જાગી. પ્રભુ૦

પલપલ ક્ષણ ક્ષણ તુજ ઉપયોગની,–આવે નહીં કોઈ તોલેરે;
સર્વસાધન પણ ઉપયોગ હોડી, કરે નહીં જિન બોલે.
તુજ૦ પ્રભુ૦ ૧

તપજપ ધર્મક્રિયા વ્રત યાત્રા, અનેક ભવ જે કરીએરે;
આતમના ક્ષણ ઉપયોગતોલે, આવે ન નિશ્ચય વરીએ. તુજ૦ પ્રભુ૦ ૨

હઠ ક્રિયા જોગનુંફ્લ જે તે, ઉપયોગ આગળ કોડીરે;
આતમઉપયોગક્ષણફ્લ આગળ, કોટિયજ્ઞોની ન જોડી.
તુજ૦ પ્રભુ૦ ૩

સર્વવાસના પેલી પારે, નામને રૂપથી આઘોરે;
મનોવૃત્તિયોથી થૈ નાગો, આતમ અનુભવી જાગ્યો. તુજ૦ પ્રભુ૦ ૪

આતમ ઉપયોગે સહુ કરણી, કરતાં ન કર્મ બંધાતુરે;
આતમ ઉપયોગ શ્વાસોચ્છ્વાસે, સવ કર્મ ટળી જાતું.
તુજ૦ પ્રભુ૦ ૫

જ્ઞાની, આસ્રવ હેતુઓને,–સંવરરૂપ પ્રણગાવેરે.
ધ્યાન સમાધિ સમઉપયોગથી, ક્ષણમાં મુક્તિ થાવે. તુજ૦ પ્રભુ૦ ૬

સેવા ભક્તિક્રિયા તપ જપ, કરે ન જ્ઞાનની હોડીરે;
વ્રતનિયમો કોટિભવનાં પણ, આવે ન ક્ષણજ્ઞાન જોડી તુજ૦ પ્રભુ૦ ૭

દર્શન ધર્મના ઝઘડા વઘડા, ઉલ્લંઘી પ્રભુ મળિયોરે;
ચિદાનંદ સ્વરૂપે પ્રગટ્યો, અસંખ્યપ્રદેશે હળિયો. તુજ૦ પ્રભુ૦ ૮

તત્ત્વમસિ સોઽહંલયલાગી, દેહથી મનથી ન્યારોરે;

અલખ અગોચર અજ અવિનાશી, જગજીવન આધારો.

તુજ૦ પ્રભુ૦ ૯

નિત્ય નિરંજન આદિ અનાદિ, અનત ગુણનો દરિયોરે;
અનત જ્યોતનૂરનો સાગર, અનત પર્યંત્ર ભરિયો તુજ૦ પ્રભુ૦ ૧૦
બાવન બહાર છે અક્રિય આતમ, અનત મહિમા વિલાસીરે;
હજરાહજૂર છે સમ ઉપયોગે, કેવલજ્ઞાન પ્રકાશી, તુજ૦ પ્રભુ૦ ૧૧
પલપલ ક્ષણક્ષણ તુજ ઉપયોગે, સાચુ જીવ્યું જાતુંરે,
આપોઆપને આપ સભારો,, અકળ સ્વરૂપ સોહાતું તુજ૦પ્રભુ૦ ૧૨
કેવલજ્ઞાને અનતભવસુધી, પૂરો નહી વર્ણવાનોરે;
બુદ્ધિસાગર અનત મહિમા, જગમા તારો સુહાતો તુજ૦ પ્રભુ૦ ૧૩

મુ પેથાપુર.



## શિવપુરમાર્ગગમન.

( કોઈ સત વિરલે જાણિતુરે ભાઈ એ રાગ )

જીવ! મુક્તિમારગ ચાલજેરે,ભાઈ!! આતમ સ મુખ વાળજેરે જીવ!!
મુક્તિમારગ ચાલજેજી. જીવ૦
રાગને રોષ તજ્યાથી મુક્તિ, મિથ્યા ભ્રાન્તિ નિવારજે, જીવ૦
મોહને માર્યાથી છે મુક્તિ, મોહને મારી ચાલજેરે માઈ આતમ૦ ૧
મોહને આતમ જૂદા પાડી, મોહવિચારો વારજેરેમઈ આ૦ જી૦
રાગ રોષની આડી અવળી-દૃષ્ટિથી ન નિહાળજેરેમાઈ આ૦ ૨
ચિદાનદરૂપ આતમ પોતે, અતર આખે ભાળજેરેમાઇ આ૦ જી૦
બુદ્ધિસાગર સદ્ગુરૂ સાથે, ઉપયોગી થૈ હાલજેરેમાઈ આતમ૦ ૩

મુ પેથાપુર

## ( બ્રહ્મચર્ય )

( શાંતિ જીનેશ્વર સાહેબો સંયમ અવધારે. એ રાગ. )

બ્રહ્મમાં ચરવું થાય છે, બ્રહ્મપ્રાપ્તિ ઉપાયો.
બ્રહ્મચર્યવ્રત તે કથ્યું, દ્રવ્યભાવ સુહાયો,
શરીર વીર્યના રક્ષણે, આત્મવીર્ય પ્રગટતું;
બ્રહ્મચર્યના બળથકી, મનડું ન ભટકતું. ૧

દેહવીર્ય આત્મવીર્યથી, મુક્તિ સહેજે થાવે;
રોગાદિક દૂરે ટળે, સર્વશક્તિ સુહાવે.
બ્રહ્મચર્ય નવવાડથી, વીર્ય રક્ષણ હોવે;
બ્રહ્મચારી જ્ઞાન પામીને, આપોઆપને જોવે. ૨

કામની વૃત્તિયો બાળવી, કામજીતીને રહેવું;
એ કંઈ વાત ન સહેલી છે, મનડું મારી વહેવું.
મૈથુનભોગની બુદ્ધિને, મારી જીવવું નક્કી;
નિશ્ચય એવી પ્રવૃત્તિથી, શિવ સિદ્ધિ છે પક્કી. ૩

જડ સુખભ્રાંતિ ટળ્યા પછી, કામનાઓ નાવે;
ત્હોયે ચેતીને ચાલવું, મોહશયતાન આવે.
ક્ષણ ક્ષણ નિમિત્ત પામીને, કામ પ્રવેશ થાવે;
માટે ચેતી ચાલવું, બ્રહ્મચર્ય સ્વભાવે. ૪

લલચાવે કામ, લોભથી–સુખલાલચો આપી;
કોટી કોટિ ઉપાયથી, કામ વ્યાપતો પાપી.
આતમ સુખ નિશ્ચય કરી, મુક્તિ પ્રાપ્તિમાટે;
બુદ્ધિસાગર બ્રહ્મની,–વળશો ભવી વાટે. ૫

મુ. પેથાપુર.

## શુદ્ધાત્મપ્રભુપ્રાપ્તિ.

( રાગ સીતાના મહીનાનો )

આતમ ! ! શિવપુર મારગમાંહી, ગુણો ધરી ચાલજે,
જાગી ઉઠી આલસ છંડ ! ! દુર્ગુણ ટાળજે     આતમ૦ ૧
નામરૂપનો તજી અધ્યાસ, આતમરૂપે થઇ રહો
દેહાકારનુત્યાગી ભાન, પરમબ્રહ્મપદ લહો     આતમ૦ ૨
મિથ્યા મોહની રાગને રોષ, શત્રુ તુજ જાણજે;
મારૂ મારૂ તજી મનમોહ, પ્રભુ ઘટ આણજે     આતમ૦ ૩
આતમ, મોહ એ બેના,-વિયોગનો, ભેદ પાડજે;
જડ સુખના કામ વિચાર,-પ્રવૃત્તિને ખાળજે     આતમ૦ ૪
સર્વ ધર્મના શાસ્ત્રોનું,-સાર છે, મોહને મારવો;
સયોગે પ્રગટે ન ક્રોધ, અહંકાર ટાળવો     આતમ૦ ૫
નામ રૂપની કીર્તિ પ્રતિષ્ઠા,-વાસના વારવી,
લોકવાસના કુમતિ ખરાબ, વેગે મારવી     આતમ૦ ૬
કીડી પગ કરતાં બહુ સૂક્ષ્મ,-શિવપુર પન્થ છે
નિર્મોહ રહિત કોઇ જાય, ખરો એ નિર્ગ્રંન્થ છે     આતમ૦ ૭
નથી બાલકના કઇ ખેલ, પ્રભ પદ પામવુ,
જીવતાં મન મોહને મારી, આતમરૂપે જામવુ     આતમ૦ ૮
લાગે નહીં મડદાને માન, તિરસ્કાર જાણશો
એમ જીવંતાં આત્મદશા,-પ્રગટ કરી માણશો     આતમ૦ ૯
ચિદાનંદ પ્રગટતા જેહ,-પ્રભુ પ્રગટ્યા દિલે;
જાણો મુક્તિનો એ નિશ્ચય, સ્વય પ્રભુ પદ મળે.     આતમ૦ ૧૦
વિજલી કરતાં બહુ વેગે,-પ્રભુવાટે ચાલશો
તજી દુર્ગુણ દુષ્ટાચાર,-પ્રભુમાંહી મ્હાલશો     આતમ૦ ૧૧
શુરા ભક્ત ને સતોની વાટે,-ગમન છે દોહિલું;
નામ રૂપનુ ભૂલે ભાન, ગમન છે સોહિલું     આતમ૦ ૧૨

નામ રૂપના મોહથી,–મરી જવું એ મુક્તિ છે;
સમભાવમાં પ્રભુજી હજૂર–અનુભવ યુક્તિ છે. આતમ૦ ૧૩
સર્વ પ્રમાદો દૂરે છંડ,–સાક્ષી બનો સર્વમાં;
ચિદાનંદે જીવો પલપલ,–રહો નહીં ગર્વમાં. આતમ૦ ૧૪
બની કાલથી નિર્ભય,–બ્રહ્મસ્વરૂપે જીવવું;
બુદ્ધિસાગર પ્રભુ પદ અહીં, પ્રગટાવો નવું. આતમ૦ ૧૫

મુ. પેથાપુર.

---

## केशरीयानाथ स्तवन.

( રાગ કેશરીયા થાશું પ્રીત લગીરે સાચા ભાવશું )

કેશરીયા જિનવર !! વંદુ સ્તવું નમું ભાવથી;
પ્રભુ વ્હાલા લાગ્યા મુક્તિદાયક ગુણદાવથી. ॥
મેવાડે ધૂલેવા નગરે ત્રણ ભુવન ધણી ગાજો,
તુજસમ કોઇ ન જગમાં દૂજો, અનંત શક્તિ છાજોરે. કેશરીયા. ૧
અઢાર દોષ રહિત તીર્થંકર, પાંત્રીશ ગુણમય વાણી;
ચોત્રીશય અતિશયવંત પ્રભુજી, લોકાલોકના જ્ઞાનીરે. કેશરીયા. ૨
સર્વ દેશના સંઘો આવે, લળી લળી વંદે ભાવે;
જાગંતો કલિયુગમાં તું છે, સર્વલોક તુજ ગાવેરે. કેશરીયા૦ ૩
સર્વ દેવ દેવીઓ ઇન્દ્રો, નમે હાથ બે જોડી;
રાજારાણા તુજને માને, કરે ન કો તુજ હોડીરે. કેશરીયા૦ ૪
અજ્ઞાનીથી દૂર ઘણો તું, ભક્તજ્ઞાનીની પાસે;
બુદ્ધિસાગર પરચો પાયો, પરખ્યો જ્ઞાન પ્રકાશેરે. કેશરીયા૦ ૫

મુ. પેથાપુર. ૧૯૮૧ જ્ય. સુ. ૧૦

---

## ગુણદર્શનપૂજા.

ગુણનાં દર્શન કરૂં જ્યાં ત્યાંય, ગુણી પૂજું જ્યાં ત્યાંય. ગુણ૦ ॥
ગુણ દર્શન તે પ્રભુ સત દર્શન, સદ્દગુણ તે સત્ય ન્યાય;
અવગુણ ઉપર દ્વેષ કરૂં નહીં, અવગુણી નિન્દુ ન કયાય ગુણ૦ ૧
જે જે અંશે જ્યાં ગુણ દેખું ત્યાં,—પ્રભુ પ્રગટ્યા તે અંશ,
માની શુદ્ધ પ્રેમે દિલ હર્ષું, બનું ન શયતાન વંશ ગુણ૦ ૨
કોટિ દુર્ગુણ ને ગુણ એક અંશે, દેખી દિલ હરખાઉં,
સર્વ જીવોને સત્તાએ પ્રભુ,—માની આતમ પ્રભુ ધ્યાઉં ગુણ૦ ૩
કોથી ન ઉંચો કોથી ન નીચો, નિજમાં રહ્યો હું સમાય,
બુદ્ધિસાગર અનંત ગુણરૂપ, આતમ અનુભવ્યો જાય ગુણ૦ ૪

મુ લીંબોદરા

---

## धर्मनी कहेणी रेहणी.

( આપ સ્વભાવમેંરે અવધૂત સદા મગનમેં રહેણા એ રાગ )

આતમ !! જાગીનેરે ધર્મની કથની રહેણી ધરશો;
ધર્મવિના જૂઠી દુનિયાની,—વાતોને પરિહરશો આતમ૦ ॥
વિકથા નિંદા લવરી ત્યાગી, દુર્જન સંગ ન કરીએ,
ધર્મ વિનાની બીજી વાતો,—માંહી રંગ ન વરીએ. આતમ૦ ૧
પરની પંચાતે નહીં પડીએ, કર્મબંધથી ડરીએ,
આપબડાઇ પરના દૂષણ, પ્રાણાંતે ન ઉચ્ચરીએ આતમ૦ ૨
મોટાઈમાં મન નહીં ધરીએ, ક્ષણ ક્ષણ પ્રભુ ગુણ સ્મરીએ,
દેહાદિકમાં આતમભાવને, મોહથકી નહીં ધરીએ આતમ૦ ૩
નામરૂપથી આતમ ન્યારો, ચિદાનંદરૂપ વરીએ,
આપ સ્વરૂપ સમરો આતમ નિજ, પડો ન માયાદરિયે આતમ૦ ૪
આતમગુણ સમરતાં પલ એક, જાય સફલ તે ગણીએ,
આત્મપ્રભુમાં લગની લાગે, એવાં ભણતર ભણીએ. આતમ૦ ૫

આત્મગુણોને કહેવા સુણવા, પરપરિણતિ પરિહરીએ;
આત્મસ્વભાવના ઉપયોગે રહો, આતમ યાત્રા કરીએ. આતમ૦ ૬
મોહના માર્યા કદિ ન મરીએ, મોહમારીને મરીએ;
અવિનાશી નિજ આતમ સમજી,-નિર્ભય થૈને ફરીએ. આતમ૦ ૭
કર્માધીન સહુ જીવો ઉપર, રાગરોષ નહીં કરીએ;
રાગને ત્યાગથી ન્યારો આતમ,-અનુભવી સુખ વરીએ. આતમ૦ ૮
મારૂં તારૂં હર્ષ શોકથી, ન્યારો આતમ પોતે;
જડ સુખ આશા ભ્રાંતિ તજતાં, મળશો જ્યોતિ જ્યોતે. આતમ૦ ૯
કર્મે કીર્તિને અપકીર્તિ, શાતા અશાતા પ્રગટે;
આતમ અનુભવસૂર્યોદયથી, મિથ્યાતમ ઝટવિઘટે. આતમ૦ ૧૦
હદ બેહદ અનહદથી ન્યારો, આતમ સ્વયં સમરીએ;
આતમ શુદ્ધોપયોગે જીવો !!, દેહાધ્યાસને હરીએ. આતમ૦ ૧૧
શુભાશુભ પુદ્ગલની બાજી, તેમાં રાચી ન રહીએ;
આતમ કહેણી રહેણીમાંહી, આનંદે ગહગહીએ. આતમ૦ ૧૨
દેહાકારે આતમ તું નહીં, જડની વાત ન કરીએ;
આત્મભાન ભૂલંતાં તત્ક્ષણ, રૂદન કરી નિજ સ્મરીએ. આતમ૦ ૧૩
મોહથી જૂદો પાડી આતમ, સમભાવે સંચરીએ;
અસંખ્યપ્રદેશોમાં રંગાઈ,-કર્મભાવ પરિહરીએ. આતમ૦ ૧૪
આત્મોપયોગે નિત્ય સમાધિ, ચિદાનંદ ઝળહળીએ;
બુદ્ધિસાગર પ્રકટ પ્રભુરૂપ, જ્યોતિ જ્યોતમાં ભળીએ. આતમ૦ ૧૫

મુ. લીંબોદરા.

---

## બ્રહ્મચારી.

( માઢ રાગ )

નમું દ્રવ્ય ભાવ બ્રહ્મચારીરે, જીવંતા પ્રભુ ભગવાન્;
બ્રહ્મચર્યથી પ્રભુજી પમાયરે, પ્રગટે છે આતમજ્ઞાન૦ ॥

વીર્ય બિંદુ નહીં ખરે કદાપિ, સર્વથા સ્ત્રીભોગ ત્યાગ;
સૃષ્ટિ વિરૂદ્ધ સહુ કર્મ કરે નહીં, ધરે ન રૂપનો રાગરે જી૦ નમુ૦ ૧

દેવ તિર્યક્ મનુષ્યનીસ્ત્રીનો, કયારે ન ઇચ્છાય સગ,
ભોગમા રોગ ગણે જે નક્કી, ઈચ્છે આતમરસરગરે જી૦ ન૦ ૨

સ્વપ્નમાં પણ જેની ધાતુ ખરે નહીં, મનમા ઈચ્છે ન ભોગ,
નવવિધ બ્રહ્મચર્યવાડ પાળે જાણે ભોગને રોગરે જી૦ ન૦ ૩

અતર્ સ્ત્રીપરપરિણતિ ત્યાગે, કામની વાસના ત્યાગ;
જડમાં સુખભોગ વૃત્તિ ત્યાગે-ધારે મન વૈરાગ્યરે જી૦ ન૦ ૪

વિષયવાસનાસ્ત્રીને ત્યાગે, મમતાસ્ત્રી પરિહાર;
અહંવૃત્તિકીર્તિ પ્રતિષ્ઠા-રૂપી સ્ત્રીનો ન પ્યારરે જી૦ ન૦ ૫

નામ રૂપની વાસના સ્ત્રી છે, કરે ન તેનો સગ,
દુષ્ટ વૃત્તિ મોહમયી જે,-સ્ત્રીથી ધર્મનો ભગરે જી૦ ન૦ ૬

શાસ્ત્રને મત પથ વાસનાસ્ત્રી છે, મિથ્યાત્વબુદ્ધિનાર;
જડમા શુભાશુભવૃત્તિ સ્ત્રી છે, તેનો સગ નિવારરે જી૦ ન૦ ૭

ક્રોધ માન માયા લોભને,-વૈરની,-વૃત્તિનારી જાણ,
રાગ રોષવૃત્તિસ્ત્રીત્યાગી, પ્રભુ પૂજુ ગુણવાન્રે જી૦ ન૦ ૮

વ્રત ત્યાગ સેવાભક્તિ જ્ઞાનની,-ગુણની અહવૃત્તિનાર,
ત્યાગરાગ વૃત્તિસ્ત્રીત્યાગે, દેહમા પ્રભુ નિર્ધાર રે જી૦ ન૦ ૯

સર્વસગમાં નિસગવૃત્તિ, નભવત્ રહે નિર્લેપ,
એવા બ્રહ્મચારીને પ્રણમુ, જેને ન મોહનો ચેપરે જી૦ ન૦ ૧૦

ચિદાનદ રૂપ બ્રહ્મચર્ય છે, આત્મરમણતા માર્ગ,
બુદ્ધિસાગર બ્રહ્મચારી પ્રભુ-વદુ વારવારરે જી૦ ન૦ ૧૧

૧૯૮૧ મ૦ સુ ૧૫ મુ લીંબોદરા.

# ઉપકારી જગને નમન.

( આઠ રાગ )

નમું સઘળું જગ ઉપકારીરે, જગભૂલું નહીં ઉપકાર. નમું૦

મહીજલ અગ્નિ વાયુનભનો, અનંત છે ઉપકાર;
વનસ્પતિ વિકલેન્દ્રી પંચેન્દ્રિય, જીવોની સ્હાય ધારરે. જગ૦ ન૦ ૧

જડ અને સર્વ જીવો ઉપકારી, અનંતી અનંતીવાર;
સર્વ જીવો થયા ગુરૂ રૂપ મારા,–શિષ્ય થયા નિર્ધારરે. જગ૦ ન૦ ૨

ઉપકારી છે જીવો અજીવો; ચંદ્ર સૂરજ અંધકાર;
પત્થર ધૂળગિરિ ઉપકારી–સમુદ્ર નદી સર ધારરે. જગ૦ ન૦ ૩

રાગીદ્વેષી નિંદક સઘળા, જીવોનો ઉપકાર;
દેહ જીવનમાં દેહીઓ સઘળા, ઉપકારી નિર્ધારરે. જગ૦ ન૦ ૪

જડ જીવો ઉપકારી સઘળા, કોનો ન કરૂં તિરસ્કાર;
દેવો નારકીઓ ઉપકારી, ધૂલનો પણ ઉપકારરે. જગ૦ ન૦ ૫

સમ્યગ્દૃષ્ટિથી જગ સઘળું, ઉપકારી સુખકાર;
ગુણ હેતુ થયા દુષ્ટશત્રુઓ, ઉપકારી સંસારરે જગ૦ ન૦ ૬

અષ્ટ કર્મ પણ સાપેક્ષાએ, ઉપકારી થયાં મુજ,
કર્મ પ્રકૃતિયોગે આતમ, પ્રભુ થાવે એ ગુજરે. જગ૦ ન૦ ૭

સમ્યગ્ દૃષ્ટિબલથી થયા અહો, રાગ રોષ,–હિતકાર;
આસ્રવહેતુઓ સંવરરૂપે,–પરિણમ્યા નિર્ધારરે. જગ૦ ન૦ ૮

આત્મજ્ઞાનની ચક્ષુ ઉઘાડી, જેણે જગાડયો બેશ;
આત્મસ્વભાવમાં જેણે ઉઠાડયો,ગુરૂઓ નમું તે હમેશરે. જગ૦ ન૦ ૯

માતપિતાભાઇ બહેનો મિત્રો, સહાયકારી સર્વ;
સઘળાના ઉપકારો સ્મરીને, વંદુ તેઓને અગર્વરે. જ૦ ન૦ ૧૦

જગ ઉપકારો વાળી શકું નહીં, પૂજું જગ ગુણકાર;
બુદ્ધિસાગરજગ ઉપકારી; વંદુ ક્ષણ લખવારરે. જ૦ ન૦ ૧૧

૧૯૮૧ મૃ૦ વ૦ ૧ મુ. લીંબોદરા

# કર્તવ્ય

કર્તવ્ય મારૂ એહછે પરમાત્મપદરસ ચાખવુ,
ગુરૂદેવ ધર્મની ભક્તિથી, નિજસાધ્યમા મન રાખવુ.
પરમાત્મપદ પ્રગટાવવાને જીવવું સાધન ગણુ,
મોહાદિ કર્મો જીતવા, એ લક્ષ્ય રાખી સહુ ભણુ
જગજીવવૃન્દની સેવના, નિષ્કામભાવે આદરૂ,
પ્રગટ્યા કષાયો જીતીને, ઉપયોગ સમતાને ધરૂ ૧
સહુસંગમાનિઃસંગ રહી, શુદ્ધાત્મમા લગની ધરૂ,
શુદ્ધાત્મના ઉપયોગથી આતમ પ્રદેશે સંચરૂ,
સહુવાસનાઓ જીતીને પ્રભુમય બનીજીવુ સદા,
મમતાઅહંતા ત્યાગીને મોહે ન કાઢુ ક્ષણ કદા ૨
શયતાનના કોટિ ઉપાયો જીતીને મરવુ ખરૂ,
સર્વે કષાયો સર્વથા હણીને ખરા ઠામે ઠરૂ,
મનમોહની સહુવૃત્તિયોને મારીને અતેમરૂ,
આસ્રવ ઉપાધિમુક્ત થૈ સંવરવટે નિજમા વળુ ૩
સહુ ધર્મ્ય કર્તવ્યો કરૂ પણ આત્મઉપયોગે રહુ,
અષ્ટાંગયોગના સાધને પરમાત્મપદ સાધી લહુ,
ભૂલુ ન આતમભાનને શયતાનવશ થાઉ નહી,
નિજાત્મ આનંદજીવનથી જગ, જીવવુ નિશ્ચય સહી ૪
મુઝુ ન જડસુખભોગમા હિંસાદિ દોષો પરિહરૂ,
અગુરૂલઘુ નિજ આતમા, જાણીને ગર્વ ન દિલ ધરૂ,
સઘળા જીવોને આત્મસમ માનીને રહેણી આચરૂ,
પ્રામાણ્ય જીવન દ્રવ્યને ભાવે ધરી દોષો હરૂ ૫
નિંદાદિ દોષો સર્વથા ત્યાગુ ગુણો નિજ આદરૂ,
સહુ રાગ રોષને વૈરની ને કામવૃત્તિ પરિહરૂ,

આદર્શ નિશ્ચય ધ્યેય એ મુજ સાધીને અન્તે મરૂં,
ઉત્સાહ, યત્ન ને ધૈર્યથી, સમભાવથી કાર્યો કરૂં. ૬

પલપલ આતમ પ્રભુને સ્મરૂં, નિર્લેપ રહું સહુ કાજમાં,
આત્મોપયોગે સાક્ષીએ વિચરૂં સદા પ્રભુરાજ્યમાં;
એ ધ્યેય વર્તન આદરી પરમાત્મરૂપે થઈ રહું,
પ્રભુરૂપ થૈને જીવવું બુદ્ધયબ્ધિ નિશ્ચય એ ચહું. ૭

મુ. માણસા.

---

## મહાવીર પ્રભુપ્રાર્થનાધ્યેય. ( સ્તવન )

( શ્રી સંખેશ્વરા પાર્શ્વજિનવરા એ રાગ. )

અર્હંપ્રભુસ્મરૂં, નમુંવંદના કરૂં, તુજ ગુણોને પામવા પ્રવૃત્તિઆદરૂં.
આતમને પરમાતમકરવા, આદર્શ તું છે ધ્યેય;
સર્વશક્તિયો પ્રગટ કરવા–માટે તું આદેય. અર્હં૦ ૧

મનવચકાયા પવિત્ર કરવા, પરિહરવા સહુપાપ;
મહાવીર જિનવર શરણ કર્યું તુજ, તું છે માને બાપ. અર્હં૦ ૨

દર્શનજ્ઞાન ચરણ રૂપીનિજ, વરવા આત્મસ્વભાવ;
પલપલ સ્મરણ કરૂંને વંદુ, છંડુ નક્કી વિભાવ. અર્હં૦ ૩

સાક્ષીભાવે નિજ ઉપયોગે, સ્વાધિકારથી કાજ;
કરીશ વ્યાવહારિકધાર્મિક સહુ, પામવું તારૂં રાજ્ય. અર્હં૦ ૪

દેવગુરૂને ધર્મની શ્રદ્ધા–સમકિતને ચારિત્ર;
તુજ ઉપદેશમયી સહુશાસ્ત્રો, માનું સત્યપવિત્ર. અર્હં૦ ૫

જનધર્મમાટે સહુસ્વાર્પણ, કરી તુજમાં અર્પાઉં,
ધર્મકાર્ય આવશ્યક કરીને, આત્મશુદ્ધિ પાઉં. અર્હં૦ ૬

નિંદુગહું આસ્રવકર્મો, શરણ કર્યું તુજ દેવ;
બુદ્ધિસાગર જગદુદ્ધારક, વીર ! કરૂ તુજસેવ, અર્હં૦ ૭

મુ પેથાપુર

---

## શ્રી મહાવીરપ્રભુ પ્રાર્થના.

(સ્તવન)

(રાગ ઉપરનો)

મહાવીર તારજો, પાપવારજો, અરિહંતછો જિનેશ્વરા, મને ઉગારજો;
દુર્ગુણ દુર્વ્યસનોને કાપો, દુરાચાર કરો દૂર,
દુષ્ટવાસના વિષને ટાળો, દિલમાં રહો હજૂર મહાવીર૦ ૧
કુમતિકાપો સન્મતિ આપો, ટાળો કામવિકાર;
સર્વજીવતનાં દુઃખો ટાળો, કરો કર્મ મહાર, મહાવીર૦ ૨
તુજ સેવાભક્તિરૂપ થાઓ ! મુજ આચાર વિચાર,
મનવાણી કાયાતુજ ભક્તિ,-રૂપ બન્યો નિર્ધાર. મહાવીર૦ ૩
જગજીવોમાં સુખને શાન્તિ, વાધો મંગલમાલ;
જગતારક તુજગણે આવ્યા, સર્વજીવને પાળ મહાવીર૦ ૪
ઓંઅર્હં મહાવીર જિનેશ્વર, પરમેશ્વર સુખકાર,
ઉદ્ધારો તારો મુજ વાલહા, તું છે સત્યાધાર, મહાવીર૦ ૫
પાપ ટળોને પુણ્યધર્મના-થાશો મારાં કાજ,
તુજવણ બીજું કાંઈ ન ઇચ્છું, વિશ્વપતિ જિનરાજ મહાવીર૦ ૬
તારી શ્રદ્ધા પ્રીતિધારી, તુજરૂપે થઉ સત્ય;
એવા ધર્મવિચારપ્રવાહે, કરૂં હું ધર્મના કૃત્ય, મહાવીર૦ ૭
આવો વ્હાલા ઈશ્વર રહાયે, સત્યછે તુજ વિશ્વાસ;
બુદ્ધિસાગર પ્રભુનમું હું, કરશો આત્મપ્રકાશ મહાવીર૦ ૮

---

## "જૈનથવાની મહાવીરપ્રભુની આગળ પ્રતિજ્ઞા."

(સ્તવન.)

મહાવીરપ્રભુ તારો બન્યો છું ખરોજૈન, હવે ધરૂં નહીં દૈન્ય. મહાવીર૦

દેવગુરૂ ને ધર્મની શ્રદ્ધા, સમકિત પામ્યો નવીન;
જૈનદશાથી જિનપદ પામીશ, ધારીશ શુદ્ધ ચૈતન્ય. મહાવીર૦ ૧
અનંત સદ્ગુણશક્તિ ખીલવું, મરૂં ન મોહે દીન;
આતમ તે પરમાતમ હું છું, કરૂં દોષો સહુક્ષીણ. મહાવીર૦ ૨
ભક્તશૂરો કર્મયોગે બનુંહું, નામરૂપે નહીં લીન;
શુદ્ધોપયોગે તુજપ્રેમે રહું, જલમાંહી જેમમીન. મહાવીર૦ ૩
સ્વાધિકારે કાર્યો કરૂં સહુ, બની સહુરીતે પ્રવીણ;
સંકટ વિપત્તિ પરિષહ દુઃખે, થઉં ન મનમાં ખિન્ન. મહાવીર૦ ૪
ધર્માવશ્યક કાર્યો કરૂં સહુ, માનું ન આતમહીન;
જૈનધર્મ સંઘસેવા સારૂ, ચારિત્રધરી બનું પીન; મહાવીર૦ ૫
જૈનશાસ્ત્રોનું જ્ઞાનકરૂં નિત્ય, તજું ન તુજ આધીન;
બુદ્ધિસાગર સત્ય પ્રતિજ્ઞા, જૈન બનીકરી જિન !!! મહાવીર૦ ૬

મુ. પેથાપુર.



## પ્રભુમહાવીરદેવસ્તવનમ્.

(મારે દીવાળી થઈ આજ. એ રાગ.)

પ્રભુમહાવીર વિભુ ભગવંત, તુજલગની લાગી; પ્રભુ૦
મારીભાગી ભ્રમણા સર્વ, તુજ ભક્તિ જાગી.
જગસહુ ખાધું વાર અનન્તી, તોયે ન મનડું ધરાયુંરે;
અસંખ્યદરિયા જલના પીધા, મનડું પ્યાસી રહાયું. તુજ. પ્રભુ૦ ૧
અનંતભવમાં વાર અનંતી, સ્પર્શ્યું સુંઘ્યું સહુખાધુંરે;
અનંત રૂપો દેખ્યાં સુણ્યું સહુ, મનડું તૃષ્ણાએ વાધ્યું. તુજ. પ્રભુ૦ ૨

વારઅનતી કચન કામિની,–રાજ્યાદિક પદ પામ્યોરે,
ત્હોંયે ન તેથી શાંતિ જરા થઈ, રાગરોષ નહી વામ્યો તુજ પ્રભુ૦ ૩
અનતદેહે અન તીવારે, અનતભવ ભટકાયોરે,
ગ્રન્થસત્તાથી ન નિર્ગ્રંથ બનિયો, ભોગે સુખ નહી પાયો.
તુજ પ્રભુ૦ ૪
સ્પર્શ રૂપાદિકમાં સુખ બુદ્ધે, ભોગવ્યા અનતભોગોરે;
ભોગમાં રોગને દુઃખ અનતું, હર્ષને શોક વિયોગો તુજ. પ્રભુ૦ ૫
ચિદાનદ તુજરૂપ અનુભવે, જડસુખવાંછા ટાળીરે;
તાલાવેલી તુજ સાથે લાગી, દિલમા પ્રગટી દીવાળી તુજ પ્રભુ૦ ૬
આત્મસ્વરૂપે તુજ હુ એકજ, જડની માયા વિસારીરે,
મહાવીર તુજરૂપમા મસ્તાનો, પ્યારોને હુ પ્યારી. તુજ પ્રભુ૦ ૭
સમકિત ચારિત્રયોગે પ્રભુપદ, મળતા ન વાર લગારીરે,
બુદ્ધિસાગરપ્રભુ મહાવીર, ચિદાનદ જયકારી તુજ પ્રભુ૦ ૮
મુ પેથાપુર

---

महावीरस्तवन.

## ( प्रभुमहावीर देवभक्त जैनकर्तव्य. )

( વિમલા નવ કરશો ઉચ્ચાટ એ રાગ )

પ્રભુ મહાવીર જિનેશ્વર તુજ સેવાભક્તિ કરે
સમકિત ધારી વ્રતતપ સ યમ ગુણને આદરૂરે પ્રભુ૦
જૈનધર્મ જગમા ફેલાવુ, જૈન શાસ્ત્રમાં શ્રદ્ધાલાવુ,
સુગુરૂ જ્ઞાનીમુનિ ન્યપસેવામા મરવુ ખરૂ રે પ્રભુ૦ ૧
સર્વજીવોના દુઃખ હઠાવુ, યથાશક્તિ શુભભાવના ભાવુ,
આતમ શુદ્ધિ કરવા સર્વકષાયો સ હરૂ રે પ્રભુ૦ ૨
મિથ્યા અવિરતિ યોગકષાયો, આઠ કર્મનો જે સમુદાયો,
તેને જીતવા જૈનબનીને જગમાં સ ચરૂ રે પ્રભુ૦ ૩

શક્તિયોથી શત્રુજીતી, જૈન બનું એ શ્રદ્ધા પ્રીતિ,
જિનપદ આતમમાં પ્રગટાવું સાધ્ય એ દિલવરૂંરે. પ્રભુ૦ ૪
ભીતિ ખેદને દીનતા ત્યાગું, સુખ દુઃખમાં સમભાવે જાગું.
શુભાશુભ કર્મોમાં-સમભાવે રહું નિશ્ચય કરૂંરે; પ્રભુ૦ ૫
જૈનધર્મરક્ષાર્થે મરવું, વિધર્મી વૈરિનું હિતકરવું;
પલપલ મોહશયતાનના ફંદે ફસું નહીં પ્રભુ સ્મરૂંરે. પ્રભુ૦ ૬
જૈનપણાની ફર્જ બજાવું, મોહશયતાનને મારી હઠાવું;
બુદ્ધિસાગરઆતમ મહાવીર શુદ્ધદશા ધરૂંરે. પ્રભુ૦ ૭

મુ. પેથાપુર

---

# ( श्री महावीर स्तवन. )

( રાગ ઉપરનો )

વ્હાલાવીર જિનેશ્વર તાહરૂં શરણું મેં કર્યુંરે.
જડમાં સુખની ઇચ્છા કામતજી તુજપદ રમર્યુંરે. વ્હાલા૦
રાગરોષને જીતીશ જ્ઞાને, કામવિકારો જીતીશ ધ્યાને;
ચિદાનંદ આત્મસ્વરૂપે થાવા તુજમાં મન ધર્યુંરે. વ્હાલા૦ ૧
તુજમાંજીવો મોહને મારૂં, ક્ષણપણ આયુ એળે ન હારૂં;
ત્હારાજેવા થાવા જૈનપણું અંગીકર્યુંરે. વ્હાલા૦ ૨
આતમને પરમાતમ કરવા, મોહના સર્વ વિચારો હરવા;
વ્હાલા તુજમાં મારૂંમનડું એમાટે ઠર્યુંરે, વ્હાલા૦ ૩
મનનેમારી તુજથી મળવું, ઝળહળ જ્યોતે સ્વભાવે ભળવું;
પ્રભુજી પૂર્ણાનંદને વરવા તુજપદ આદર્યુંરે. વ્હાલા૦ ૪
દુર્ગુણટાળું સદ્ગુણધારૂં, સર્વવાસનાને સંહારૂં;
બુદ્ધિસાગર મહાવીર,-પરમેશ્વરમાં મન ધર્યુંરે, વ્હાલા૦ ૫

મુ. પેથાપુર.

---

## ગુરુભક્તો.

(રાગ ધીરાના પદનો)

ગીતાર્થગુરૂના ભક્તોરે, ગુરૂની સેવાભક્તિકરે,
ગુરૂની આણા પાળેરે, ગુરૂમાટે જેહ મરે — ગીતાર્થ૦
ગુરૂમુખથી જૈનશાસ્ત્રો સાંભળે, પામે ગુરૂગમજ્ઞાન;
ગુરૂમાટે અર્પાઈ જાતો, ગુરૂજાણે ભગવાન્
તજીને સઘળા સ્વાર્થોરે, મુક્તિમાટે ગુરૂવરે — ગીતાર્થ૦ ૧

આત્મ નિવેદન કરે ગુરૂને, દૂર કરેસહુ દોષ,
ચારેકષાયો કરતો દૂરે, મનમાં ધરે સતોષ;
સુખદુઃખમા સમભાવેરે, વર્તી ચિદાનંદ ધરે — ગીતાર્થ૦ ૨

માન અને અપમાન ગણે નહીં, ટાળે વાસનારોગ;
ગુરૂકુલવાસમા રહી ગુરૂસેવે, ઇચ્છે ન બાહ્યસુખ ભોગ;
ઉપસર્ગો વિપત્તિરે, સકટે પાછો જે ન પડે — ગીતાર્થ૦ ૩

નામરૂપ ભૂલે જે ગુરૂમાં, ધરે આતમ ઉપયોગ,
વ્યવહારે વ્યવહારમા વર્તે, નિશ્ચય નિજગુણભોગ
બુદ્ધિસાગર ભક્તોરે, એવા સિદ્ધધામઠરે — ગીતાર્થ૦ ૪

મુ માણસા

---

## સાધુ.

સાધુતેને કહીએરે, મુક્તિને, જે સાધે ખરી;
પચમહાવ્રત પાળેરે, જીવે સદ્ગુણુંવરી — સાધુ૦
પચાચારને પાળે પ્રેમે, વારે વિષય વિકાર,
ક્રોધમાન માયાને વારે, ત્યાગે લોભવિચાર
કાળો કામનિવારે રે, સમતાભાવે રહેઠરી — સાધુ૦ ૧

કંચન કામિની સંગકરે નહીં, ષડાવશ્યક કરનાર;
વિકથાઓને વેગેવારે, પંચસમિતિ ધરનાર;
આતમને પરમાતમરે, કરવા જેણે લગની ધરી. સાધુ૦ ૨

સર્વવાસના ત્યાગ કરંતો, ત્યાગીસાધુ ગણાય;
સર્વે દુર્ગુણ દોષોટાળે, ધારે સદ્‌ગુણન્યાય;
ધર્મસત્યને ધારેરે, આતમભાવે જીવે ગરી. સાધુ૦ ૩

દેવગુરૂને ધર્મનીશ્રદ્ધા, સમકિત ધારે બેશ,
સંયમ ચારિત્રે સ્થિર રહેતો, કરે ન રાગને દ્વેષ.
સુખદુઃખમાં સમભાવેરે, જીવે પ્રભુ ચિત્તધરી. સાધુ૦ ૪

લોકવાસના વિષય વાસના, કીર્તિવાસના ત્યાગ;
માન અને અપમાનમાં સમજે, પ્રભુપર પૂરણરાગ;
જડમાં નહીં સુખબુદ્ધિરે, ડોળદંભ કરે ન જરી. સાધુ૦ ૫

સદાચાર સદ્‌ગુણ સંતોષ ને, કરે ન કયારે ગર્વ;
માનપૂજાની કરે ન ઈચ્છા, નિજપેઠે દેખે સર્વ;
બુદ્ધિસાગર આતમરે, ચિદાનંદ લક્ષ્મી વરી. સાધુ૦ ૬

મુ. માણસા.

---

## सन्त.

( ભક્તિ એવીરેભાઇ એવી. એ રાગ )

( એંસાજિન એંસાજિન એંસાજિન હૈ. એ રાગ )

સાધુસન્ત નમું સુખકારી. જેને રાગ ન રોષ લગારી. સાધુ૦
જેણે પ્રભુઉપર પ્રીતધારી, કામે ઈચ્છે ન જુવતીયારી સાધુ૦ ૧
જેણે લક્ષ્મીનીલાલચ છંડી, અભિમાને ન થાય ઘમંડી. સાધુ૦
જેણે જડસુખ વૃત્તિત્યાગી, વૈરાગીછતાં પ્રભુરાગી. સાધુ૦ ૨

આતમવણુ જડમાં નહી ગમતું, લક્ષ્મી લલનામા મનનહીં ભમતું,
સાધુ૦
પ્રાણપડે પણ પાપ ન કરતા, પાપપાખડને પરિહરતા સાધુ૦ ૩
ધર્મધ્યાની જ્ઞાનીને ધીર, વિવેકીને વિનયવત વીર સાધુ૦
સુખદુઃખમાં હર્ષ ન ગોદે, રાગરોપમા મન જતું રોદે. સાધુ૦ ૪
જેણેછ ડી દુનિયાદારી, જેણે આતમપ્રભુપરી યારી સાધુ૦
મોહમારી જીવે સ્વોપયોગે, એવા સન્તમળે પુણ્યભોગે સાધુ૦ ૫
એવા સતની ક્ષણસગ થાવે, કોટિભવના પાપો જાવે સાધુ૦
બુદ્ધિસાગર સતનીસેવા, મત પરખાવે સાચા દેવા સાધુ૦ ૬

મુ લોદરા

---

## ગુરુ.

ગાતિઆપે તેને નાતકહીએ એ રાગ

જ્ઞાનઆપે તેને ગુરૂ કરીએ, બીજા પાખડીને પરિહરીએરે,
પરિહરીએ જ્ઞાન૦
આતમજ્ઞાની ગુરૂકર્યા વણ, નમાગરૂપમા પડીએ,
અધાને અધો દોરીને આથડે, અજ્ઞાની ગુરૂથી ડરીએરે, ભાઈ
ડરીએ જ્ઞાન૦ ૧
જે ન તર્યા ધનદારામા ડુબ્યા, પડ્યા જે ભોગના દરિયે;
તેવા ગુરૂ નહીં તરે ન તારે, કુગુરૂથી બહુ મરીએરે, ભાઈ
મરીએ જ્ઞાન૦ ૨
વાટ ન જાણે મોક્ષનગરની, તેની સગે ન સચરીએ;
વિષયકામભોગ બહાલ ધરે તે, તેને નહીં કરીએરે
કરીએ જ્ઞાન૦ ૩

કાગડા શૃંગાલ ધૂર્ત હરામી, તેની સંગે નહીં ફરીએ.
પૈસા બૈરીપર પૂરણ પ્રેમી, એવાથી દૂરે વિચરીએરેરે
વિચરીએ. જ્ઞાન૦ ૪
અજ્ઞાનીકામી ઢોંગી દમાસી, કુગુરુ શીરે નહીં ધરીએ.
ગીતાર્થ યોગી આતમરંગી, ગુરૂકરી શિવ વરીએરેભાઈ
વરીએ. જ્ઞાન૦ ૫
સમકિત ચારિત્રદાયક ગુરૂથી, ભવોદધિ ઝટતરીએ.
બુદ્ધિસાગરગુરૂસેવા ભક્તિથી, આનંદ જ્ઞાનપ્રભુ વરીએરે, ભાઈ
વરીએ. જ્ઞાન૦ ૬
મુ. લોદરા.

---

## ( कुगुरु. )

(અરે જીવ શીદને કલ્પના કરે. એ રાગ.)

કુગુરૂ દૂરથકી પરિહરો, કુગુરૂનો સંગકદી નહીં કરો૦
કાળાનાગને સિંહની સંગે, એકવાર તો મરો;
કંચન કામિની ભોગીકુગુરૂ. સંગે વાર બહુ મરો. કુગુરૂ૦ ૧
હિંસા જૂઠું ચોરી જારી, ઢોંગીદેખી ડરો;
વિષયભોગનીભીક્ષા માગે, કુગુરૂપાસ ન પડો. કુગુરૂ૦ ૨
રાગ રોષ માયામાં લદબદ, વ્રત તપ સંયમ નહીં;
જૈનશાસ્ત્રો ઉત્થાપે ઉંધા, ચાલે કુગુરૂ સહી. કુગુરૂ૦ ૩
દેવગુરૂને ધર્મ ન માને, પાપ કર્મ આચરે;
બુદ્ધિસાગર સાચું સમજો, કુગુરૂ સંગી ન તરે, કુગુરૂ ૦ ૪
મુ. લોદરા.

## ( जैनागम शास्त्रानुसार श्रीपूज्यसूरिलक्षण. )

જૈનાગમ શાસ્ત્રોતણા,–શુદ્ધ પ્રરૂપક જેહ,
કંચન કામિની ત્યાગીજે, પવિત્ર મનવચ દેહ ૧
આવશ્યક અપવાદ વણ, પાલખી મેના ત્યાગ,
પંચ મહાવ્રત પાળતા, ધર્મનો પૂરો રાગ ૨
જૈનધર્મરક્ષણ કરે, ડરે ન મરતા જેહ;
સંઘની રક્ષા જે કરે, બને ગુણોનું ગેહ ૩
મિથ્યા આડંબર તજે, ચહે ન પૂજા માન,
ગીતાર્થ સૂરિ સુખકરા, ઉત્તમયુગ પ્રધાન ૪
પશુ નપુંસક પંઢને, સ્ત્રીપરિચય તજનાર,
દ્રવ્યભાવમૈથુનના,–ત્યાગી તારણહાર. ૫
ગચ્છાદિક રક્ષા કરે, દેતા ધર્મોપદેશ,
ષડાવશ્યક સાધતા, ટાળે રાગ ને દ્વેષ ૬
એવા શ્રી પૂજ્યસૂરિજી, જૈન ધર્મ રખવાળ,
બુદ્ધિસાગર સદ્‌ગુણી, નમો ગુરૂ સુખકાર ૭

મુ લોદરા

---

## શ્રાવક.

દેવગુરૂને ધર્મની,–શ્રદ્ધા સમકિતવંત,
જૈનશાસ્ત્ર શ્રદ્ધા ધરે, વંદે સાધુ સંત ૧
સંયમની રૂચિવંત જે, ચારિત્ર લેવા ભાવ,
જૈન સંઘ સેવા કરે, દેશવિરતિ લે લ્હાવ ૨
ષડ્ દ્રવ્યાદિક તત્ત્વની,–શ્રદ્ધા ધારક જેહ;
સત્યને સત્યપણે ચહે, ધરે ધર્મીપર નેહ. ૩

જાણે દોષને દોષરૂપ, ધરે વ્રતાદિક ભાવ;
દોષ કરે પણ દોષને, તજવાના સદ્ભાવ. ૪
સમકિત ગ્રહીને દેશથી,–વિરતિગુણ ધરનાર;
બુદ્ધિસાગર સદ્ગુરૂ,–આજ્ઞાને વહનાર. ૫

મુ. લોદરા.

---

## જૈનોન્નતિ ઉપાયો.

( અરજી સાંભળોને સરકાર. એ રાગ. )

જૈનોન્નતિ ખરી થાનાર, સમજી વર્તો તો જયકાર;
બાળલગ્ન પ્રતિબંધ થયા વણ, જૈનોની પડતી થનાર;
વીશ વર્ષનો પુત્ર ને પુત્રી,–શોળ વર્ષની ધાર. જૈનો૦ ૧
વીશ વર્ષ સુધી બ્રહ્મચારી રહે, હસ્તમૈથુનપરિહાર;
સૃષ્ટિવિરૂદ્ધ નહીં કર્મ ત્યાં ચડતી, યોગ્યલગ્નોથી થનાર. જૈનો૦ ૨
પ્રાણાયામને કસરતયોગે, વીર્યની રક્ષા થનાર;
રાજરોગીનાં લગ્ન ન સારાં, સમજો નર ને નાર. જૈનો૦ ૩
કેફીવસ્તુભક્ષણ મૈથુન,–વેશ્યાદિસંગનો ત્યાગ;
શરીર વીર્યનું રક્ષણ કરવા, વર્તે તે મહાભાગ. જૈનો૦ ૪
શરીરબળ વિદ્યાબળ ધારો, જૈનધર્મ બલધાર;
બુદ્ધિસાગર જૈનોની ચડતી, ઉપાય છે નિર્ધાર. જૈનો૦ ૫

મુ. લોદરા.

---

## અવિશ્વાસ્યસંગત્યાગ.

( રાગ ઉપરનો. )

કરીએ નહીં શઠનો વિશ્વાસ, અપ્રમાણિક જે છે ખાસ.
વંચક સ્વાર્થી લાલચુ ભીરૂ, બોલી ફરી જાનાર;
નાસ્તિક ચંચલ ક્ષણિકમનનો, વિશ્વાસનો હણનાર. કરીએ૦ ૧

વહેમી વણિગ્વૃત્તિ કપટશીલ, અતિમીઠું વદનાર;
અતિ આચારીને અતિ જે મૌની, અતિક્રિયા કરનાર કરીએ૦ ૨

સ્વાર્થકલાથી ભક્ત બને શિષ્ય, હાજી જી હા કરનાર,
લોભી ધુતારા પ્રપચી નિર્દય, અતિસોગન્ન ખાનાર કરીએ૦ ૩

વ્યસની સગી નીચ હરામી, જૂઠી સાખ ભરનાર,
વિવિધ વેષધર ક્ષણિક મતધર, મનરોગી નરનાર કરીએ૦ ૪

સ્વાર્થમાટે અતિનીચો નમે જે, કપટકલા હુશિયાર,
ધર્મના નામે ધૂતે જે જગને, જૂઠું વદી જીવનાર કરીએ૦ ૫

નગુરો નગુણો નાસ્તિક દ્રોહી, કરીએ નહીં વિશ્વાસ;
બુદ્ધિસાગર પરખી પ્રમાણિક, સગત કરશો ખાસ કરીએ૦ ૬

મુ લોદરા

---

## अपूज्य श्रीपूज्यनुं लक्षण

( રાગ ઉપરનો )

શ્રીનો પૂજક કામિનીપ્યાર, શ્રીપૂજ્ય ખોટા ગણો નરનાર
ગુણો વિના જે ડોળ કરેને, જૂઠો ધરે અહંકાર,
ગાડી ઘોડા તે મેનાં ને પાલખી, માયાનો માગણહાર શ્રીનો૦ ૧

ઠાઠ માઠ ગુણ વિનાનો ઠાલી, પાળે ન વ્રત આચાર;
જૈન ધર્મનાં શાસ્ત્રો ન જાણે, શાસ્ત્રવિરૂદ્ધાચાર શ્રીનો૦ ૨

નીતિ ન રીતિમા જે ન પ્રમાણિક, ધર્મવિરૂદ્ધ વર્તનાર,
જૂઠી પરપરા પાખડ માને, ધૂતીને ધન હરનાર શ્રીનો૦ ૩

ત્યાગીનો વેષ પણ રાગી આચારને,—ત્યાગીનો ગુણ ન લગાર,
કપટી કૂડા ને કૂટલિંગી, કાળા કર્મ કરનાર શ્રીનો૦ ૪

દુર્ગુણ દુરાચાર દંભ ધરીને, ગુણો ઉપર નહીં પ્યાર;
દર્શન ચારિત્ર ગુણ ધરનાર, શ્રીપૂજ્ય સદ્ગુરૂ સેવો નરનાર. શ્રીનો૦ ૫
બુદ્ધિસાગર સદ્ગુરૂ શ્રીપૂજ્ય, સાચા આચારવિચાર.

મુ. લોદરા.

---

## ત્યાગીઓ!!! આત્મગુણ પ્રગટ કરો.

( જીવલડા ઘાટ નવા શીદ ઘડે એ રાગ. )

નકામો દંભડોળ પરિહરો૦

આતમ સદ્ગુણ ધારણ કરો, અભિમાન નહીં કરો;
સૂરિવાચકને સાધુ થઇને, કરવી ઝટ પરિહરો. નકામો૦ ૧
આપ બડાઇ પરની નિન્દા, ફૂલીને ક્યાં ફરો;
વેષને સત્તા પદવી મોહે, મોહે ફોગટ મરો. નકામો૦ ૨
ગુણો વિનાના ઘટાટોપથી, ચાર ગતિ સંચરો;
મમતા અહંતા કરીને માયા, આનંદ શાંતિ ન વરો. નકામો૦ ૩
રાગ રોષ ટાળ્યા વણ રોબડ, હું હું કરી આથડો;
હું સૂરિવાચક છું સાધુ, ફંદફેલ પરિહરો; નકામો૦ ૪
દુરાચાર દુર્ગુણને છંડો, તારી પોતે તરો.
કંચન કામિની મોહને મારો, સત્યને અંગીકરો. નકામો૦ ૫
વેષ ને આડંબરે વળે શું, ગુણરાગે ગુણવરો;
સદાચાર સદ્ગુણને ધારો, કરવા લક્ષ્યને ધરો. નકામો૦ ૬
બુદ્ધિસાગર આતમશુદ્ધિ,

મુ. લોદરા.

---

## आत्मोपयोग.

( જે કોઇ પ્રેમી અંશ અવતરે પ્રેમ રસ તેના ઉરમાં ઠરે એ રાગ )

આતમ ! આમ સ્વરૂપને સમરે ! ! દેહમા સુખદુઃખ બુદ્ધિ ન ધરે
આતમ તુ છે અસખ્યપ્રદેશી, અનતજ્ઞાનથી ભર્યો;
અનત આનદરૂપી તુ છે, અનત શકિત ઝરે— દેહમાં૦ ૧
આપોઆપ વિચારે આતમ ! મોહનુ કહ્યુ નહી કરે,
મનની ઇચ્છાએ નહીં ચાલો, વિષયની વાસના હરો દેહમાં૦ ૨
તુજમાહી આનદ ખરો છે, કામે શુ ટળવળો;
જડદેહરૂપને ચામડીમાહી, સુખભ્રાંતિ પરિહરો દેહમાં૦ ૩
ચામડીભોગે ચામડીયો થૈ, કયાં પરને કરગરો,
કામના ભોગે દુઃખ અનતાં, જાણી પાછા ફરો દેહમાં૦ ૪
અગ્નિમાં ઘૃત કાષ્ટો હોમે, અગ્નિ વધે શીખ ધરે,
કામના ભોગે કામ ન શમતો, મોહને મારી મરો દેહમાં૦ ૫
નામ રૂપને કીર્તિ લોકની,–વાસના સઘળી હરે,
બુદ્ધિસાગર આપોઆપને, ઉપયોગે ઉદ્ધરે દેહમાં૦ ૬

મુ મહુડી

---

## आत्मानुं कर्मनी साथे युद्ध.

(રાગ ઉપરનો )

આતમ ! ! કર્મની સાથે લડો, લડતા પાછા લેશ ન પડો !!૦
મોહ શયતાનના સર્વ વિચારો, પ્રગટતા ઝટ હરો,
જ્ઞાન વૈરાગ્યને વ્રત તપ સયમે, મોહની સેના હણો લડતાં૦ ૧
જાગો ઉઠો આતમ મહાવીર !!, શૂરા થૈ રણ ચડો,
ધ્યાન સમાધિસમતા ભાવે, મોહ હણી શિવવરો લડતાં૦ ૨

સર્વસંગમાં ઉપયોગી થૈ; નિ:સંગભાવને ધરો;
મનમાં શુભાશુભ ભાવ ન ધારો, સમ શ્રેણિ સંચરો. લડંતાં ૩
આતમરૂપમાં મસ્તાનો થા !!, આનંદ મસ્તી કરો;
બુદ્ધિસાગર બળિયો થઇને, સર્વ કર્મ સંહરો. લડંતાં ૪

મુ. મહુડી.

## મિષ્ટભોજન જમો.

( સાંભળશો મુનિ સંયમ રાગે એ રાગ. )

આતમ મીઠાં ભોજન જમશો—મન ઇન્દ્રિયો દમશોરે;
ઉપયોગ રૂપ હવાને ખાશો, અનુભવ રમત રમશોરે. આતમ૦ ૧
અનુભવ રસની ચાહના રૂપી, ચા ને,–પ્રેમના પ્યાલેરે;
પીશો આનંદમસ્તી દુગ્ધને, પરમાતમ પ્રભુ વ્હાલેરે. આતમ૦ ૨
રજસ્તમોગુણ કામ ક્રોધનાં,–ભોજન ખોટાં ત્યાગોરે;
શાંતિરૂપી સાત્ત્વિક ભોજન, કરવા ધરો મન રાગોરે. આતમ૦ ૩
સંયમ બરફી નિર્લોભ લાડુ, નિષ્કામરૂપી ધારીરે;
ક્ષમારૂપી શુભ સાકર પેંડા, શીયલ પૂરી છે સારીરે. આતમ૦ ૪
બ્રહ્મચર્ય દુધપાકને જમશો, દમરૂપ દાળ રૂપાળીરે;
જ્ઞાનની ગોષ્ટી રૂપી કઢી શુભ, સ્થિરતા રૂપ શુભ થાળીરે. આતમ૦ ૫
આતમમોજ છે મીઠા મેવા, સમતારૂપી પાણીરે;
ક્ષમાસ્વરૂપી સેવનાં ભોજન, જમશો ભાવને આણીરે. આતમ૦ ૬
દેવગુરૂને ધર્મની શ્રદ્ધા,–રૂપી પાટલો થાપોરે;
તે ઉપર સ્થિરતા રૂપ થાળી, વાડકો પ્રભુ નામ જપોરે. આતમ૦ ૭
જ્ઞાનનું ઘેબર જયણા જલેબી, પીરશે સુમતિ નારીરે;
આતમ રસમય માલપુઆ શુભ, શાંતિ લાપસી પ્યારીરે. આતમ૦ ૮
ધર્મની ચર્ચારૂપી શાક છે, ભાવના ભાત છે સારોરે;
ઉપયોગરૂપી ઘૃત ગુણકારક, સેવા ભક્તિ મશાલોરે. આતમ૦ ૯

દયારૂપી કંસાર છે સારો, નીતિરૂપી ચટણીરે,
દાનસ્વરૂપી દહીંથરાં ખાગાં, ધુધરા અનુભવ ગીતનારે આતમ૦ ૧૦
પચ મહાવ્રતરૂપી ખીચડી, સયમ પૂરણ પોળીરે;
વૈરાગ્યરૂપી રોટલી મીઠી, બાસુદી ગુણ રગરોળીરે આતમ૦ ૧૧
તપ રૂપ તક છે બહુ રોગહારી, ક્ષમા શીખ ડ સુખકારીરે,
મન રસોડામાહી રાધો, ધર્મમતિ, ગવનારીરે આતમ૦ ૧૨
માર્ગાનુસારી ગુણ ચ દરવો, બાધો નિજ ઉપયોગેરે;
વિવેક દૃષ્ટિથી દેખીને જમશો, આતમરૂચિ ગુણ ભોગેરે આતમ૦ ૧૩
આતમ જમશો મીઠાં ભોજન, ઉપયોગ પાણી પીશોરે;
જ્ઞાન હવા પ્રતિ સમયે ખાશો, થાશો પ્રભુ જગદીશોરે આતમ૦ ૧૪
અનત વીર્યની વૃદ્ધિ કરશો, જ્ઞાનરક્ત કરે વૃદ્ધિરે,
નિશ્ચય ચારિત્ર આનદવૃદ્ધિ, કરશો શક્તિ સમૃદ્ધિરે આતમ૦ ૧૫
નિજ ગુણપર્યાય ભોજન પાણી, લેવુ આનદકારીરે,
બુદ્ધિસાગર આતમરાજા, જમનો રૂચિ બહુ ધારીરે આતમ૦ ૧૬

મુ મહુડી

---

## કુભોજનનો ત્યાગ.

( રાગ ઉપરનો. )

કુભોજનનો ત્યાગ કરો ઝટ, આતમરામ વિવેકેરે,
કુભોજનથી રોગ ને દુઃખડા, સમજી રહેશો ટેકેરે કુભોજન૦ ૧
મિથ્યાત્વ કુમતિ કુજલ નહી પીવો, કામનો દારૂ ત્યાગોરે;
આલસ્યરૂપ અફીણને ત્યાગો, ઉપયોગી થૈને જાગોરે કુ૦ ૨
દ્વેષ ગાજો ને વૈર છે સોમલ, કુબુદ્ધિ દોડીન તજોરે;
તમો રજોગુણી રાગ રોપને, સ્વપ્નામા નહી ભજશોરે. કુ૦ ૩

કુટેવ રૂપી બીડી ત્યાગો, દુર્વાસનારૂપ હોકોરે;
દ્વેષ ધત્તુરો ખાશો તો ઝટ, પાડશો મોટી પોકોરે. કુ૦ ૪

મોહરૂપ માંસ ભક્ષણ ત્યાગો, અહંકાર લસણ ન ખાશોરે,
અહંકાર ડુંગળી ખાશો ન ક્યારે, વ્યસનના પંથે ન જાશોરે. કુ૦ ૫

કુસંગ મેલેરિયાની હવા છે, એવી હવામાં ન રહેશોરે.
નામને રૂપનો મોહ કુવાયુ–તેને તજી સુખ લેશોરે. કુ૦ ૬

ચિંતા શોક ને ભય કુવાયુ,–કારક ભોજન છંડોરે;
અહંકારદ્વેષરૂપી પિત્તકારક,–ભોજન ત્યાગો ઘમંડોરે. કુ૦ ૭

લોભકપટ–કફરૂપી ભોજન, આશા ગંદુ પાણીરે;
અજ્ઞાનરૂપી રાત્રી ભોજન–છંડો દુઃખકર જાણીરે. કુ૦ ૮

જ્ઞાનરૂપ પ્રકાશમાં રહેશો, અજ્ઞાનતમમાં ન રહેશોરે;
દુર્ગુણ દોષરૂપી કુભોજન, તજતાં આનંદ વહેશોરે. કુ૦ ૯

કુભોજન કુજલ કુહવાને, તજી થાશો નિરોગીરે;
બુદ્ધિસાગર આતમરસમય, ભોજન કરતા યોગીરે. કુ૦ ૧૦

---

## आत्मरस खेल.

(અવસર બેર બેર નહીં આવે. એ રાગ.)

આતમ આનંદ રસમાં ખેલો, સહજાનંદ ભરેલો. આતમ૦
આદિ અંત ન તારો ક્યારે, ગુરૂ નહીં તું ચેલો;
નામ ન રૂપ ન જડ પુદ્ગલ નહીં, નહી પહેલો વા છેલ્લો. આ૦ ૧
નામરૂપે તું છે નહીં ડાહ્યો, જગમાં સારો ન ઘહેલો;
દૃશ્ય નહીં મન દેહ ન જાતિ, સૌથી છે એકલો. આ૦ ૨
આતમ !!! રસસાગરથી રેલો !!!, મોહપરિણતિ ઠેલો;
મસ્ત પ્રભુ શહેનશાહ જગત્નો, માયા પડતી મેલો. આ૦ ૩

દર્શન જ્ઞાન ચારિત્ર સ્વરૂપી, અસખ્યપ્રદેશી સુહેલો,
સર્વવાસના સંગથી ન્યારો, તું નહીં મનનો ચેલો  આ૦ ૪
શાતા અશાતામાં સમભાવી, સત્તા બ્રહ્મ ઠરેલો,
બુદ્ધિસાગર આતમજ્યોતે, નિર્ભય નિત્ય ઠરેલો  આ૦ ૫

મુ. મહુડી.

---

## गर्व न कर !!!

( શ્રીરે સિદ્ધાચલ ભેટવા એ રાગ )

આતમ ગર્વ કરો નહી, પંડિતાઈને પામી,
વ્રત તપ ગર્વ કરો નહી, દેખો નિજ ગુણ ખામી  આ૦ ૧
જ્ઞાની ધ્યાની હુ યોગી હુ, એવો ગર્વ ન ધારો,
સદાચારગર્વ શુ કરો, હજી દોષ હજારો  આ૦ ૨
સાધુપણાનો ગર્વ શ્યો, પૂરૂ સાધ્ય ન સાધ્યું,
સર્વજ્ઞના ઉપદેશથી, નહીં ચરણ આરાધ્યુ.  આ૦ ૩
મોહનીપ્રકૃતિ સહુ, સર્વથા નહી વિણશી,
નિર્મોહીભાવનો ગર્વ શ્યો ? થયો નહીં સમદર્શી  આ૦ ૪
અન્યોની નિંદા શુ કરે, જો તું પોતે દોષી,
બીજાનુ ખંડન શુ કરે, નથી તું નિર્દોષી  આ૦ ૫
તન સત્તાનો ગર્વ શ્યો ? તુજ ધાર્યું ન થાતું,
શિષ્યાદિક પરિવારના,–ગર્વે કર્મ બધાતું  આ૦ ૬
વિદ્યા વ્યાખ્યાન તર્કનો,–વાણીગર્વ ન કરશો,
સિદ્ધિમંત્રે ન ફૂલશો, ગુણોને દિલ ધરશો  આ૦ ૭
દુર્ગુણ સદ્‌ગુણ જાણીને, ગુણોને પ્રગટાવો;
બુદ્ધિસાગર આતમા, સમજી શિવ પાવો  આ૦ ૮

મુ મહુડી

---

# આત્મા, સ્વગુણોને પ્રગટાવ !!!

( રાગ ઉપરનો. )

આતમ નિજ ગુણ ખપ કરો, છંડો મોહના દોષો;
ગુણો વિના ધટાટોપથી, થાય નહીં સંતોષો. આ૦ ૧

મોહશયતાનના વશ રહી, માનો નિજને સ્વતંત્ર;
મનવશ થૈ મુક્તિ ચહો, ગણો મોહના મંત્ર. આ૦ ૨

નિજ દોષ ભૂલો દેખશો, ભૂલ દોષ નિવારો;
પરના દોષો શું દેખવા, તેથી આવે ન આરો. આ૦ ૩

ગુણ અહંકારે ગુણ ટળે, ફોક શું અરે ફૂલો;
ચેતો ચેતન ચિત્તમાં, ભ્રમણામાં શું ભૂલો. આ૦ ૪

રાગ રોષ કામ ટાળવા, કરો કોટિ ઉપાયો;
વાર લગાડો ન પલકની, બનો મન નિર્માયો. આ૦ ૫

હું મારૂં તારૂં છંડીને, આપ ગુણ સંભારો;
ગીતાર્થ ગુરૂ શરણું કરી, કરો નિજ ઉદ્ધારો. આ૦ ૬

વ્યાખ્યાન વાંચે શું વળ્યું, ભાષણ કીધે શું વળિયું;
માન મહત્તા જગ વધી, તેથી કાજ ન સરિયું. આ૦ ૭

ક્રોધ માન લોભ દંભના,—જે પ્રગટે વિચારો;
પ્રગટે તે ટાળો આતમા, જ્ઞાનાદિ ગુણ ધારો. આ૦ ૮

જ્ઞાન ધ્યાન સમાધિથી, વળો મુક્તિવાટે;
બુદ્ધિસાગર આતમા, ગુણો ધર શિર સાટે. આ૦ ૯

મુ. પ્રાંતિજ.

# पोतानी दशानो विचार कर.

( રઘુપતિ રામ હૃદયમાં રહેશોરે એ રાગ )

જીવલડા અંતરમાંહી તપાસોરે, જુવો મોહનો સર્વ તમાસો જી૦
ભક્ત ધર્મીનુ નામ ધરાવોરે, સાધુ સંત ગુરૂજી કહેવાઓરે;
તમો, રાગરોષ દિલ લાવો  જીવલડા૦ ૧
બ્રહ્મચારી કહેવાઓ મોટારે, કરો દિલમાં વિષયસુખ ગોટારે;
કામવાસનાએ રહ્યા છોટા  જીવલડા૦ ૨
વૈર સ્વાર્થથી હિંસા વિચારોરે, કરો મૈથુન કામ વિચારોરે,
જૂઠુ બોલીને જીદગી હારો  ..  જીવલડા૦ ૩
ક્રોધ માન માયા લોભ ધારોરે, તેથી મળશે નહી પ્રભુ પ્યારોરે;
ધરો છો મન વિષયવિકારો  જીવલડા૦ ૪
ધર્મી નામ ધરાવે શુ વળશેરે, રેતી પીલે ન તેલ નીકળશેરે,
મોહ માર્યાથી મુક્તિ મળશે  જીવલડા૦ ૫
નામરૂપની વાસના ધારોરે, તેથી માનવ ભવને હારોરે;
ગણો નહીં મનમાં પ્રભુ પ્યારો  જીવલડા૦ ૬
દુનિયામા સારો ગણાવારે, કરતો જૂઠ કાવાદાવારે,
કરે મનડુ દુર્ગતિ જાવા  જીવલડા૦ ૭
કરો વ્યાખ્યાન ભાષણ સારે, જોને અંતર્ કૃત્ય નુ ત્હારે,
મન, ચિંતવે કર્મ નઠારા  જીવલડા૦ ૮
પ્રભુ પામવા કાજ ન સહેવુરે, કરે સ્વાર્થ તુ મનડુ ઘહેલુરે,
તારૂ જોને મનડુ મેલુ  .  જીવલડા૦ ૯
ગુણો વણુ પ્રભુ ગાતાં ન મુક્તિરે, સમજો આતમ ! ગણુ યુક્તિરે;
મોહશયતાન માર્યાથી મુક્તિ  જીવલડા૦ ૧૦
દગા પ્રપંચ પાખંડ છડોરે, ટાળો મમતા અહંતા ધમંડોરે,
બુદ્ધિસાગર પ્રભુ રઢ મંડો  જીવલડા૦ ૧૧

મું પ્રાંતિજ

## લગની.

( રાગ ઉપરનો. )

જીવલડા પ્રભુથી લગની લગાવોરે, સહુ દુર્ગુણ દોષો હઠાવો. જી૦॥
દોષ ભૂલો પોતાની દેખોરે, નિંદા વિકથા કરવી ઉવેખોરે;
પરના સદ્ગુણને પેખો..............................જીવલડા૦ ૧
સહુ પાપ વિચાર નિવારોરે, કરો સંત પ્રભુથી પ્યારોરે;
પ્રભુપ્રેમે નિજને તારો..............................જીવલડા૦ ૨
દુનિયાથી પ્રીતિ નિવારીરે, કરો આત્મપ્રભુપ્રીત યારીરે;
જડભોગની પ્રીતિ નિવારી..............................જીવલડા૦ ૩
પ્રભુ વણ ન ગણો બીજું પ્યારૂંરે, ગણો જડભોગ સુખ નઠારૂંરે;
ગણો આતમનું સુખ પ્યારૂં..............................જીવલડા૦ ૪
મનમાં પ્રભુ લગની લગાવોરે, દુનિયાદારી ભૂલી જાવોરે;
તાલાવેલીએ પ્રભુ પ્રગટાવો..............................જીવલડા૦ ૫
જગ મમતા અહંતા ત્યાગોરે, જ્ઞાન ભક્તિપર વૈરાગોરે;
બુદ્ધિસાગર આતમ જાગો..............................જીવલડા૦ ૬

મુ. પ્રાંતિજ.

---

## પ્રભુપ્રેમતાન.

( મહીયારીરે મહીનું મૂલ બતાવો. એ રાગ. )

પરમેશ્વરરે મહાવીર પ્રભુ જયકારી, તુજ પ્રીતિ લાગી ઘટ ભારી.
તારૂં જેવું સ્વરૂપ તેવું મારૂંરે—જ્ઞાનાનન્દ સ્વરૂપ એક સારૂંરે.
જડાનંદથકી છે ન્યારૂંરે, બ્રહ્મ સત્તા એક છે ભાળુંરે;
તાલાવેલીરે એક સ્વરૂપે લાગી, એકતાને થયો પ્રભુ રાગી. પ૦ ૧
ચિદાનંદ અસંખ્યપ્રદેશીરે, નિર્મોહી ન રાગી ન દ્વેષીરે;
જ્ઞાનાનન્દેરે નિજ સ્વરૂપ પ્રવેશી, મળ્યા મનમોહન બ્રહ્મદેશી. પ૦ ૨

ચિદાનન્દ પ્રગટ પ્રભુ પાયોરે, અનુભવે હૃદય પરખાયોરે,
તુજ રસથીરે ઈન્દ્રિય મન રસ ટળિયા, જ્ઞાનાનન્દ સ્વરૂપે મળિયા
પરમેશ્વરરે૦ ૩

તારે મારો ધર્મ છે એકરે, ભેદાભેદને એકાનેકરે,
તું તે હુ છુરે હુ છુ તે તું પોતે, એકરૂપે ઝળહળજ્યોતે પ૦ ૪
જ્ઞાન દર્શન ચારિત્રરૂપીરે, સાપેક્ષાએ રૂપારૂપીરે,
શાતાશાતારે વેદનીપુદ્ગલ ન્યારો, એક પરમબ્રહ્મ તુ પ્યારો
પરમેશ્વરરે૦ ૫

જ્ઞાન દર્શન ચરણ વિલાસીરે, લોકાલોક અનંત પ્રકાશીરે;
સર્વમાંહીરે સર્વથકી તુ ન્યારો, સર્વવિશ્વનો તું આધારો પ૦ ૬
જગ થાળીમાં જ્ઞાન રવિ દીપેરે, કરૂ આરતી કર્મને જીપેરે,
અનુભવનોરે મગલ દીપ ઉચ્ચારૂ, તુજ વણ જગ નહી કોઈ પ્યારૂ
પરમેશ્વરરે૦ ૭

વિશ્વ દેવળમાં પ્રભુ દીઠારે, લાગ્યા પૂર્ણાનન્દી મીઠારે;
બુદ્ધિસાગરરે આતમ મહાવીર દેવા, આપોઆપ કરૂ પ્રભુ સેવા પ૦ ૮
મુ પ્રાતિજ

---

## પ્રભુમહાવીર મિલન

( રાગ ઉપરનો )

પ્રભુ મહાવીરરે પરમેશ્વર મે જાણ્યો, સર્વ દર્શન રૂપે પિછાણ્યો,
સવિકલ્પધ્યાને મે જાણ્યોરે, નિર્વિકલ્પે મે પ્રમાણ્યોરે
કર્તાને અકર્તા માન્યોરે, નય સાપેક્ષે દ્વૈત અદ્વૈત પ્રમાણ્યો;
જ્ઞાનાનન્દ સ્વાનુભવે માણ્યો પ્રભુ૦ ૧
નયનિક્ષેપ ભગે વિચાર્યોરે, નિર્વિકલ્પે નિજ નિર્ધાર્યોરે,

જન્મ જરા મરણ ભય વાર્યોરે, બ્રહ્મ પૂર્ણરે, પૂર્ણથી પૂર્ણ પ્રકાશ્યો,
આપોઆપ પ્રભુ દિલ ભાસ્યો......................પ્રભુ૦ ૨
પ્રભુ આતમરસને પીધોરે, જડરસને દૂરે કીધોરે; એવો નિશ્ચય
અનુભવ કીધોરે;
ઇન્દ્રિય મનનારે વિષયોનો રસ છૂટયો, આતમરસ પીતાં
નહીં ખૂટયો. પ્રભુ૦ ૩
હવે ઇચ્છું ન લલના દામોરે, પ્યારો લાગ્યો મહાવીર રામોરે,
થયો અંતર્માં નિષ્કામોરે, આતમધર્મેરે ઉપયોગે પ્રભુ મળિયો.
જ્યોતિ જ્યોતે ધ્યાને ભળિયો......................પ્રભુ૦ ૪
શુદ્ધ ઉપયોગે રહી જીવુંરે, પૂર્ણ આનંદ રસને પીવુંરે; બન્યું છે
મનડું મરજીવુંરે,
આતમરૂપેરે અમર થયો પ્રભુ પામી, સર્વ સંગ છતાં નિષ્કામી.
પ્રભુ૦ ૫
શુદ્ધ પ્રેમને જ્ઞાન સમાધિરે, સાધી સાધને રહી નહીં આધિરે;
બુદ્ધિસાગરરે પ્રભુમય જીવન ધરવું, પલપલ પ્રભુરૂપને સ્મરવું. પ્રભુ૦ ૬
મુ. પ્રાંતિજ.

---

## परमात्ममहावीरदेव स्तवन.

( મારે દિવાળીરે થૈ આજ પ્રભુ મુખ જોવાને. એ રાગ. )

વ્હાલા વીર પ્રભુ ભગવંત, તુજ પ્રણમું વંદુ;
ક્ષયોપશમ ઉપશમભાવે, પામી આનન્દુ. વ્હાલા૦
આસ્રવ છંડી સંવર મંડી, તુજ સાથે રઢ મંડીરે;
ષટ્ચક્રોમાં ધ્યાવા ધ્યાને, ટાળ્યો ગર્વ ઘમંડી. તુજ૦ વ્હાલા૦ ૧
તનમનાટ તુજ પ્રભુમાં લાગ્યો, મહાવીર ભાવે જાગ્યોરે;
પ્રારબ્ધ ઔદયિક ભાવમાં સાક્ષી, તુજ લગનીએ લાગ્યો.
તુજ૦ વ્હાલા૦ ૨

હિંસા કરૂં નહીં જૂઠ ન બોલુ, ચોરી મૈથુન ત્યાગ્યુ રે,
કામની વૃત્તિયોને ટાળુ, મુજ મન તુજમાં લાગ્યુ

તુજ૦ વ્હાલા૦ ૩

મૂર્ચ્છા આસક્તિ મમતા છંડી, તુજરૂપે રંગાયોરે,
ક્રોધ માન માયા લોભ નિવારૂ, અંતર વીર જગાયો

તુજ૦ વ્હાલા૦ ૪

તુજરૂપ થાવા નામરૂપને,—લોકની વાસના વારૂરે,
વિષયવાસના વેગ નિવારૂ, પુદ્ગલ જાણ્યું ન્યારૂ

તુજ૦ વ્હાલા૦ ૫

ચામડી રૂપ રંગમોહનિવારૂ, સ્પર્શનો મોહ નિવાર્યોરે,
જડમાં સુખની બુદ્ધિ ટાળી, તુજને દિલમાં ધાર્યો

તુજ૦ વ્હાલા૦ ૬

આતમ આનંદરસના અનુભવે, પ્રગટી બ્રહ્મ ખુમારીરે,
જડ સુખ રસની ભ્રાન્તિ નાઠી, ગયો તુજપર સહુ વારી.

તુજ૦ વ્હાલા૦ ૭

ક્ષાયિકભાવે સિદ્ધતા વરવા, પલ પલ તુજ સભારૂરે,
શુદ્ધોપયોગની તાલાવેલી, લાગી હવે નહીં હારૂ

તુજ૦ વ્હાલા૦ ૮

ષટ્કારકમય આતમ મહાવીર, ધ્યાન સમાધિએ મળિયારે,
બુદ્ધિસાગર આતમ ઉજાગર, જ્યોતે દિલ ઝળહળિયા

તુજ૦ વ્હાલા૦ ૯

મુ પ્રાંતિજ.

---

# શ્રી મહાવીરપ્રભુસ્તવન.

( રાગ ઉપરનો. )

પ્રભુ મહાવીર જિન ભગવંત, તુજને અનુસરિયો.
કર્મ શત્રુને જીતવા કાજ–તુજ પન્થે વળિયો. પ્રભુ૦
કર્મ નિકાચિત શુભાશુભ જે, ઉદયે આવ્યાં વેદુ રે;
પૂર્વ કર્મ અણધાર્યાં પ્રગટે, ઉપયોગે વેદી છેદુ. તુજને૦ પ્રભુ૦ ૧
શુદ્ધાતમ નિજ ધર્મોપયોગી, થૈને જીવન ગાળું રે;
સર્વ કષાયોને જ્ઞાને શમાવું, તુજરૂપે મનવાળું. તુજને૦ પ્રભુ૦ ૨
મોહશયતાનના દાવ નિવારૂં, આત્મસ્વરૂપ સંભારૂં રે.
સુખ દુઃખમાં સમભાવને ધારૂં, હર્ષને શોક નિવારૂં. તુજને૦ પ્રભુ૦ ૩
જેવું તુજરૂપ તેવું મુજ છે, કર્મનો ભેદ નિવારૂં રે;
તુજ સાથે જ્યોતિર્જ્યોતે મળવા, ધ્યાન સમાધ ધારૂં.
તુજને૦ પ્રભુ૦ ૪
સર્વ સંગમાં નિઃસંગી બનું, પ્રગટ્યા દોષ નિવારૂં રે;
ઔદયિકભાવથી ન્યારો આતમ, ચિદાનંદરૂપ મ્હારૂં.
તુજને૦ પ્રભુ૦ ૫
ક્ષયોપશમને ઉપશમભાવે, આત્મપ્રભુ પ્રગટાવ્યો રે;
ક્ષાયિકભાવે પ્રગટ થવાને, ઉત્સાહ ભાવને લાવ્યો. તુજને૦ પ્રભુ૦ ૬
પ્રભુજી દીઠા મળિયા મહાવીર, ક્ષાયિક મહાવીર થાશું રે;
કર્મની સાથે યુદ્ધ કરતાં, જયલક્ષ્મીને પાશું. તુજને૦ પ્રભુ૦ ૭
કર્મોદયમાં હર્ષ ન દીનતા, સુખ દુઃખ સહુ સમભાવે રે;
બુદ્ધિસાગર મહાવીર થાવા, વર્તું આપ સ્વભાવે. તુજને૦ પ્રભુ૦ ૮

મુ. પ્રાંતિજ.

૧૯૮૧ માઘસુદિ ૯

---

## श्री महावीरप्रभुस्तवन.

(શી કહુ કથની મારી હો રાજ૦ એ રાગ)

મહાવીર તુજ પદ વરશું હો રાજ ! મહાવીર તુજ પદ વરશું—
ત્હારી પેઠે કર્મને હણવા, રાગને રોષ સહરવા,
સંવર નિર્જરા ભાવને ધાર્યો, કરૂ ન જડ સુખ પરના
હો રાજ મહા૦ ૧

ઉપશમ ક્ષયોપશમને ક્ષાયિક—ભાવે મહાવીર થાવું,
સર્વ કષાયોના નાશ કરીને, જ્યોતિજ્યોતિ મિલાવું
હો રાજ. મહા૦ ૨

શુભાશુભપણું જડમાં ના માનું, જડ સુખ બુદ્ધિ ન ધારૂ,
મનના સર્વ સંકલ્પ વિકલ્પો, વારૂ સ્મરણુ કરૂ તારૂ
હો રાજ મહા૦ ૩

કોટિ દુઃખો પડે ત્હોયે પણુ, દીનતા ધારૂ ન કયારે,
ઈન્દ્રની પદવી મળતાં ન હર્ષું, રહુ સમ ઉપયોગ ધારે
હો રાજ. મહા૦ ૪

આત્મમહાવીરરૂપ પ્રગટાવવા, આત્મસ્વભાવે રહેવુ,
બુદ્ધિસાગર મહાવીરધ્યાયી, મહાવીરપદને લેવુ
હો રાજ, મહા૦ ૫

મુ પ્રાંતિજ.

૧૯૮૧ માઘ સુદિ ૧૦

---

## कवि लेखक वक्ता.

પ્રભુ ગુણને પ્રેમે કવે, સત્યતા કવિ કહેવાય;
આતમશુદ્ધિ કારણે, કાવ્ય લખે સુખદાય ૧

સેવા ભક્તિ જ્ઞાનને, યોગનો કરે પ્રકાશ;
ગુણો પ્રકાશે તે કવિ, કરે ગુણોનો વિકાસ. ૨
જીવોને પ્રભુ માર્ગમાં-લખીને લેઈ જનાર;
દૂર કરે દુર્ગુણ સહુ, લેખક નામ છે સાર. ૩
રાગ રોષ કામાદિને,-જગમાંથી કરે દૂર;
લેખક તે લખી જાણતો, વ્યક્ત કરે પ્રભુનૂર. ૪
સર્પના રાફડા સારીખા, કવિ લેખક ઉભરાય;
સાત્વિક કવિ લેખક ભલા, બીજા ભવ ભટકાય. ૫
નિષ્કામી સાત્વિક ગુણી, કવિ લેખક છે શ્રેષ્ઠ;
જ્ઞાની કવિ લેખક ભલો, બીજા તેના હેઠ. ૬
વક્તાનો નહીં પાર છે, સાત્વિક વક્તા કોઈ;
જ્ઞાની નિષ્કામી ભલો, વદે વિચારી જોઇ. ૭
કવિ લેખક વક્તા ઘણા, તીડપરે પ્રગટાય;
ભક્તને જ્ઞાની ગુણીજન, કોઈક વિરલા થાય. ૮
રાગ રોષને કામની-વૈરની વૃદ્ધિકાર;
મમતા સ્વાર્થ વધારતો, વક્તા તે દુઃખકાર. ૯
સ્વાર્થી મોહી કામી જે, વ્યસનદોષનો દાસ;
વક્તા એવા વાઘસમ, પ્લેગાદિક સમ ખાસ. ૧૦
સાત્વિક જ્ઞાની સજ્જનો, વક્તાઓ સુખકાર;
દયાદિ સદ્‌ગુણ ધારકા, ધન્ય તે નરને નાર. ૧૧
પત્રકાર સદ્‌ગુણી ભલા, સાત્વિક કર્મ વિચાર;
સર્વ જીવોનું હિત કરે, રાગ રોષ હરનાર. ૧૨
કવિ લેખક વક્તા ભલા, પ્રગટો નરને નાર;
બુદ્ધિસાગર ધર્મીજન, સુખશાંતિ ધરનાર. ૧૩

પ્રાંતિજ.



## શુદ્ધાત્મપરિણામ.

( અલખ દેશમે વાસ હમારા. એ રાગ. )

અસખ્યપ્રદેશી આતમદેવા, અનંત ગુણ પર્યાય ભર્યા,
આપોઆપ સ્વરૂપે ભાસ્યા, જ્ઞાનાનન્દ સ્વભાવે ઠર્યા       અ૦ ૧
વીતરાગ અરિહ ત છે આતમ, જિનવર જગમાં જયકારી,
આત્મ રમણતા યોગે આતમ, રામ ખરો ઘટ સુખકારી   અ૦ ૨
રાગ રોષને હણવાથી દિલ, આતમ હરિહર પરખાયો,
કેવલ જ્ઞાનથી આતમ વિષ્ણુ, જડથી ન્યારો નિરખાયો    અ૦ ૩
બ્રહ્મસ્વરૂપી આતમ બ્રહ્મા, અનત નૂર અલ્લા પોતે,
અનત જ્યોતિ પરમાતમ છે, ઝળહળિયો ચિદ્દ્ઘન જ્યોતે  અ૦ ૪
અનત નામે વાચ્ય છતા પણ, અનામી આતમ સમજાયો;
જાણુ દેખુ તે હુ આતમ, અનુભવ દિલમા પ્રગટાયો      અ૦ ૫
અન તરૂપોમાંહી છતો પણ, દેહાદિકથી હુ ન્યારો,
નામ રૂપથી ન્યારો આતમ, અરૂપ અનામી પરખાયો     અ૦ ૬
આતમરૂપમાં આતમ ભળિયો, આપસ્વરૂપે પરિણમિયો,
જ્ઞાતા જ્ઞેય અને જ્ઞાનસ્વરૂપી, ચિદાન દરામે રમિયો     અ૦ ૭
આતમ ઉપયોગે આતમમા, પરિણમિયો તનુમાહી છતો,
તીવ્ર નિકાચિત પ્રારબ્ધોને, વેદુ આતમ સાક્ષી છતો      અ૦ ૮
જગમહુલીમાં આતમ યોગી, અનેક નામે ને રૂપે,
અનેક લક્ષણે હું છુ ઇશ્વર, અનુભગ્યો નહિ રહુ ધૂપે      અ૦ ૯
અન ત દર્શન જ્ઞાનસ્વરૂપી, અન ત ચારિત્રી જાણ્યો;
બુદ્ધિસાગર આત્મસ્વભાવે, પરિણમિયો દિલમાં માન્યો    અ૦ ૧૦

પ્રાંતિજ.

---

## મૃત્યુ અને જીવન.

( રાગ ઉપરનો. )

આહાર ભય મૈથુનને પરિગ્રહ, મોહે મૃત્યુ ઉંધ દશા;
નામરૂપ કીર્તિના મોહે, મૃત્યુ જાણો સ્વપ્નદશા. આહાર૦ ૧
પાંચે ઇન્દ્રિય વિષય ભોગની-ઈચ્છામાં મૃત્યુ માન્યું;
જડમાં સુખની ભ્રાંતિ ધારી, મોહે જીવ્યો ઘટ જાણ્યું. આ૦ ૨
સમ્યગ્ જ્ઞાનવિના મૃત્યુ છે, મિથ્યાત્વે મરણો કીધાં;
સમ્યગ્ આતમ જાગ્યો જ્ઞાને, જડનાં સહુ જડને દીધાં. આ૦ ૩
આતમ સમ્યગ્ જ્ઞાને જીવ્યો, જાણી ઉઠ્યો ઉપયોગે;
જડ આતમનું જ્ઞાન કરીને, વર્તુ આતમ ગુણ ભોગે. આ૦ ૪
મોહનું જીવન તે છે મૃત્યુ, જ્ઞાનાનન્દ જીવન સાચું;
આપસ્વભાવે જાગ્યો જીવવા, આતમ ઉપયોગે રાચું. આ૦ ૫
નામરૂપના મોહને મારી, આત્મ જીવનને પ્રગટાવું;
મોહથી જીવતાભાવે મરિયો, અમરજીવો જ્ઞાને થાવું. આ૦ ૬
બાહ્ય મરણને બાહ્ય જીવનની, પેલીપારે જીવંતો;
આતમ આપસ્વરૂપે જાગ્યો, લોકાલોકને દીપંતો. આ૦ ૭
જે મરે તે આતમ નહીં છે, પુદ્ગલથી આતમ ન્યારો;
બુદ્ધિસાગર અનંત જીવને, જીવ્યો અનુભવ નિર્ધારો. આ૦ ૮

પ્રાંતિજ.

---

## પશ્ચાત્તાપ.

( રાગ ઉપરનો ).

પશ્ચાત્તાપ કરી લે આતમ !!, પાપ કૃત્યનો બહુ રોઇ;
મન વચ કાયાની કર શુદ્ધિ, નિજ દોષો લે સહુ જોઈ. ૫૦ ૧
પોતાની ભૂલો નબળાઇ, રોઈને કરવી દૂરે;
નિજ દોષોને દેખે ભકતો, તસ દિલમાં પ્રભુતા સ્ફુરે. ૫૦ ૨

પશ્ચાત્તાપ કરીને પાછી, ભૂલો કરવી નહીં કયારે
આત્માભિમુખ પ્રતિક્રમણને, કર !! આતમ કયા ભવહારે પ૦ ૩
અશુભવિચારો સામા કરવા, ધર્મ વિચારો ઉપયોગે,
સર્વજીવોના દોષો ધોવા, સેવા કર આતમભોગે પ૦ ૪
ક્ષણક્ષણ ભૂલો અશુભ વિચારો, અશુભપ્રવૃત્તિને છડો,
પશ્ચાત્તાપ કરીને આતમ, નિજગુણથી પ્રીતિ મડો પ૦ ૫
એકાંતે ગુણદોષ કયા છે, તપાસ કર ! ઉપયોગ ધરી,
બુદ્ધિસાગર આતમ ધર્મે, આનદ શાતિ વરો ખરી પ૦ ૬

પ્રાતિજ

---

## सेवाभक्तिकर.

(રાગ ઉપરનો)

આતમશુદ્ધિ કરવા માટે, પ્રભુ દર્શન કરવા માટે,
સર્વજીવોની સેવા ભક્તિ, કર !! મુક્તિ યાત્રાવાટે આ૦ ૧
સર્વ ખડના સર્વલોકનો,–ઉચ્ચનીચનો ભેદ તજી;
કર !! સેવા સહુમાં પ્રભુ ધારી, સાત્ત્વિક સેવા વૃત્તિ ભજી આ૦ ૨
સર્વ લોકને આત્મજ્ઞાનના,–ઉપદેશે શાતિ મળતી;
રોગાદિક દુઃખો હરવામાં, સેવા કરવી સત્ય મતિ આ૦ ૩
માનવ પશુ પખી સહુ જીવની,–સેવામા પ્રભુની સેવા,
નિષ્કામે આતમશુદ્ધિએ, કરતા પ્રગટે ઘર દેવા આ૦ ૪
સર્વ જીવોની સેવા ભક્તિ, પ્રભુની તે સેવા ભક્તિ;
તેથી રાગને રોષ ટળે છે, પ્રગટે આતમપ્રભુવ્યક્તિ આ૦ ૫
સેવા ભક્તિ કરતા કયારે, વર્ણાદિક નહીં ભેદ ધરો;
સર્વ જીવોને સત્તાએ પ્રભુ, માની સેવા ભક્તિ કરો આ૦ ૬

માત પિતા ગુરૂ સંતની સેવા, કરવામાં સહુ સ્વાર્થ તજો;
જ્ઞાને નિષ્કામે સેવાથી, આતમ શુદ્ધિ કાર્ય સજો. આ૦ ૭
સર્વજીવોની હિંસા ત્યાગો, જૂઠ અને ચોરી ત્યાગો;
વ્યભિચાર ત્યાગ્યાથી સેવા, ભક્તિ થતી ઘટમાં જાગો. આ૦ ૮
દારૂ માંસને વ્યસનત્યાગથી, નિજપરની સેવા થાતી;
સર્વ જીવોના દુઃખમાં ભાગો, લેતાં પ્રભુતા પ્રગટાતી. આ૦ ૯
ધર્મ ભેદને દૂર કરીને, સર્વ જીવોનું ભલું કરવું;
પ્રભુ મળવાનો સત્યમાર્ગ એ જૈનધર્મ લક્ષણ વરવું. આ૦ ૧૦
સર્વ જીવોનાં દુઃખ ટાળવા, તનમન ધન સ્વાર્પણ કરવું;
નામ રૂપનો મોહ તજીને, સેવાકૃત્યને આદરવું. આ૦ ૧૧
સર્વ પ્રકારે સેવા ભક્તિ, કરવા ઉપયોગી થાવો;
બુદ્ધિસાગર ગુરૂકૃપાથી, સર્વ ગુણોને પ્રગટાવો. આ૦ ૧૨

---

## युवको अने युवतीओने उपदेश.

જિનેશ્વર વીરજિન જયકારી૦ એ રાગ.

પ્રભુ મહાવીર જિન જયકારી, સર્વ જીવોને જે સુખકારી;
કથે જુવાનોને હિતકારી, જુવાની જાળવો નરનારી. ૧
ચોરી જારી તજો દુઃખકારી, તજો દુર્જન મિત્રની યારી;
સજો સજ્જનની સંગ સારી.........................જુવાની૦ ૨
રૂપ રંગમાં મુંઝો ન રાચી, શીખ માનોને ધર્મની સાચી;
કૂડી માયા તજો જેહ કાચી.........................જુવાની૦ ૩
કાળા કામ વિકારોને દમશો, યોગ્ય સાત્ત્વિક ભોજન જમશો.
દુષ્ટ કામથી જ્યાં ત્યાં ન ભમશો.....................જુવાની૦ ૪
દુષ્ટ બુદ્ધિ પ્રગટતી વારો, સંત સંગમાં જીવન ગાળો;
રૂડા ધરશો ધર્મ આચારો.........................જુવાની૦ ૫

મન વાણી કાયા બલ ધારો, દુષ્ટવૃત્તિયો પ્રગટી વારો.
તજી દોષો જીવનને સુધારો જુવાની૦ ૬
કરો વૃદ્ધ પિતા માત સેવા, ઉપસર્ગો ભલી પેરે સહેવા,
શુભપાત્રમાં દાનને દેવા, જુવાની૦ કહે વીર પ્રભુ જયકારી
. જુવાની૦ ૭
સ્વાર્થ પરમાર્થ કાજને કરીએ, નીતિએ નિત્ય ડગલાઓ ભરીએ,
કદિ ક્રોધે ન નિન્દા કરીએ.... જુવાની૦ કહે૦ ૮
સંપી જંપીને સમતા ધારી, ગ્રહીએ સહુ સત્ય વિચારી,
દુષ્ટ લાલચ કદ નિવારી જુવાની૦ કહે૦ ૯
સેવા સદ્‌ગુરુની નિત્ય સારો, દુષ્ટ દુર્ગુણ ટેવ નિવારો,
પીવો અનુભવજ્ઞાનનો પ્યાલો જુવાની૦ કહે૦ ૧૦
જુવાની, સ્વર્ગ મુક્તિને માટે, વળતા જૈન ધર્મની વાટે;
માનો શિખામણ શિરસાટે જુવાની૦ કહે૦ ૧૧
જુવાની મહાઝેલના જેવી, નહીં નિષ્ફલ જાના દેવી,
ધર્મ કરણી ભલી શીખ લેવી જુવાની૦ કહે૦ ૧૨
જેવો વિજળીનો ચમકારો, તેવી જુવાની મોહે ન હારો,
કરો સફળો જન અવતારો જુવાની૦ કહે૦ ૧૩
થશે જુવાનીમા શુભ કામો, પછી મળશે શિવ સુખ ઠામો,
ધર્મનું ફલ નિશ્ચય પામો જુવાની૦ કહે૦ ૧૪
જતાં જુવાની મન પસ્તાશો, પછી ખત્તા ઘણા દુઃખ પાશો,
આયુ વીતે મરી વહી જશો . જુવાની૦ કહે૦ ૧૫
માટે ચેતો યુવક નરનારી, ધરો ધર્મ ને નીતિ સારી,
બનો તન ધનથી ઉપકારી . ... જુવાની૦ કહે૦ ૧૬

જ્ઞાન ભક્તિની વાટે વળજો, સંત સદ્ગુરૂથી ખૂબ હળજો;
નિરાસક્તિએ મુજને મળજો.....................જુવાની૦ કહે૦ ૧૭
એવી વીર પ્રભુ શીખ સારી, લેજો દિલમાંહી ભવ્યો ઉતારી;
બુદ્ધિસાગર મંગલકારી.....................જુવાની૦ કહે૦ ૧૮



## प्रभुमहावीरदेवनो विश्वने संदेशो.

( રાગ ઉપરનો. )

પ્રભુ મહાવીરનો સંદેશો, સાંભળી નિજસ્નેહીને કહેશો. ॥
જેહવું કરશો તેહવું લેશો, ચિદાનંદ ભાવમાં લોક રહેશો,
વિશ્વ લોકો હળીમળી ચાલો, એક બીજાના હસ્તને ઝાલો,
નિજ આત્મસમા સહુ ભાળો. ચિદાનંદ૦ ૧

શુદ્ધપ્રેમને જ્ઞાનથી ચડતી, મોહ અજ્ઞાનથી છેજ પડતી;
ધર્મકર્મથી વેળા વળતી. ચિદાનંદ૦ ૨

આત્મશુદ્ધિ ખરી નિજ મુક્તિ, તેનું કારણ ભક્તિને નીતિ;
તિરોભાવી પ્રકટ કરો શક્તિ. ચિદાનંદ૦ ૩

મોક્ષપ્રાપ્તિના હેતુ કરોડો, મિથ્યા આગ્રહબુદ્ધિને છોડો;
યોગ્ય લાગે તેમાં મન જોડો.....................ચિદાનંદ૦ ૪

ઉંચ નીચનો ભેદ ન રાખો, સમભાવે ખરૂં સુખ ચાખો;
મુખથી સત્ય વચનો ભાખો.....................ચિદાનંદ૦ ૫

વ્યભિચાર તજો દુઃખકારી, ચોરી જૂઠું તજો નરનારી;
ત્યજો ધૂર્તજનોની યારી.....................ચિદાનંદ૦ ૬

દાન આપો સુપાત્રે વિવેકે, રહો ન્યાયપણાની ટેકે;
ગુણ પ્રકટયા સકળ જગ મ્હેકે.....................ચિદાનંદ૦ ૭

સહુ ધર્મ.વિષે સમભાવે, રહો મુક્તિ તેથી થાવે,
સમભાવે સકળ ગુણુ આવે . . .ચિદાનંદ૦ ૮
ક્રોધ માનને કપટે અશાંતિ, લોભથી નહીં આત્મોત્ક્રાંતિ,
મન મર્યા થકી ટળે ભ્રાંતિ ચિદાનંદ૦ ૯
મોહ ટળતા ખરૂ સુખ ભાસે, શુદ્ધ આતમ રૂપ પ્રકાશે
અષ્ટસિદ્ધિ રહે નિત્ય પાસે ચિદાનદ૦ ૧૦
દેશ વર્ણના ભેદે ન લડશો, ધર્મભેદે ન લોકો વઢશો,
ત્યારે ઉન્નતિ શિખરે ચઢશો ચિદાનદ૦ ૧૧
જડરાજ્યથી શાંતિ ન મળશે, આત્મરાજ્યથી દુઃખો ટળશે
પ્રભુરાજ્યમાં આતમ ભળશે . ચિદાનદ૦ ૧૨
યથાશક્તિ કરો ઉપકારે, કરો સ્વાર્પણ લેશ ન હારે
સહાય આપીને લોકો તારો . ચિદાનદ૦ ૧૩
દુઃખી લોકના દુઃખ નિવારો, સત્યમા પક્ષપાત ન ધારો.
લોકના દાસભાવ નિવારો ચિદાનદ૦ ૧૪
રહે સુખીયા જગત્ સહુ દેશો, એવા ધરો સત્ય ઉદ્દેશો.
ટાળો પડિયા પરસ્પર કલેશો ચિદાનદ૦ ૧૫
ખાતા મરજી કરો નહીં કયારે, ધર્મ કર્મ કરો સ્વાધિકારે,
ચઢો ધર્મી જનોની વ્હારે ચિદાનંદ૦ ૧૬
ભૂખ્યાઓને ભોજન આપો, દયાભાવથી વિશ્વમાં વ્યાપો
મન દેહના ટાળો પાપો ચિદાનંદ૦ ૧૭
જૈનધર્મ એ વિશ્વના માટે, કથ્યો પાળી વરો શિવ વાટે.
બુદ્ધિસાગર સુખ શ્રીર માટે . . . ચિદાનદ૦ ૧૮

---

# ॐ अर्हँ महावीरप्रभुभक्त.

બન્યો હું મસ્ત દીવાનોરે, રહ્યો નહિ ભેદ કશ્યાનોરે. ॥
અનંત પ્રેમદરિયાની પ્યાલી, પીતાં ચઢી ખુમારીરે;
આપોઆપ મહાવીર દીઠો, પ્રગટ્યો આનંદ ભારી. બન્યો૦ ૧
દુનિયા રોવે ત્યાં હું હસતો, મરે લોક ત્યાં જીવુંરે;
જીવન મરણથી હું છું ન્યારો, જ્ઞાનામૃતને પીવું. બન્યો૦ ૨
વ્રત અવ્રત અમને નહિં પહોંચે, અમને કાલ ન ખાવેરે;
પુણ્ય પાપ વૃત્તિ ખંખેરી, સમપણાના દાવે. બન્યો૦ ૩
દયા અને હિંસાથી ન્યારો, સત્ય અસત્યથી ન્યારોરે;
ચોરી અચોરી મ્હને ન પહોંચે, નહિ હું મીઠો ખારો. બન્યો૦ ૪
બ્રહ્મચર્યને વ્યભિચારથી, અળગો આતમ રાજારે;
કર્મપ્રકૃતિગુણઅવગુણ નહિ, ધર્માધર્મની માત્રા. બન્યો૦ ૫
કરૂં વિચારૂં દુનિયા રીતે, આતમરીત ન તેમાંરે;
વેષવ્રતાદિક છે વ્યવહારે, જડતા નહિ આતમમાં. બન્યો૦ ૬
પુદ્‌ગલનું પુદ્‌ગલમાં સર્વે, આતમનું આતમમાંરે,
પુદ્‌ગલનો વ્યાપારી આતમ, સમજે પડે ન ભ્રમમાં. બન્યો૦ ૭
પિંડ અને બ્રહ્માંડમાં જ્યોતે, આપોઆપ જણાયોરે;
પ્રકૃતિ વણ નાગો પૂગો, બાળક પ્રભુ સુહાયો. બન્યો૦ ૮
પ્રકૃતિથી ઢંકાયેલી, દુનિયા છે જ દીવાનીરે;
પ્રકૃતિમાં નિજને દેખે, દુનિયાની નાદાની. બન્યો૦ ૯
શાસ્ત્રો પાછળ હું નહિ ચાલું, શાસ્ત્રો પાછળ ચાલેરે.
આગળ હું પાછળ આચારો, સમજ્યા વણ ઘર ઘાલે. બન્યો૦ ૧૦

આતમની પાછળ દુનિયાનો,–પડછાયો છે જાણોરે;
નામરૂપ પડદાની પાછળ, છૂપાયો છુ શ્યાણો બન્યો૦ ૧૧
દુનિયા સાથે દુનિયા જેવો, જ્ઞાની સાથે જ્ઞાનીરે,
શ્મશાનમાં હુ હુ સ તોને, પરવા નહિ કશ્યાની બન્યો૦ ૧૨
લાખોમાં કોઈ એકજ જાણે, તે પણ મારા જેવોરે,
મુજને જાણે અવધૂતો કે, નાગા ફક્કડ દેવો બન્યો૦ ૧૩
નામ રૂપની અહંવાસના, કામવાસના છ ડીરે;
કીર્તિ વાસના દૂરે કીધી, આતમથી રઢમ ડી બન્યો૦ ૧૪
અન ત આન દમય હુ પોતે, ભ્રમણા સર્વે ભાગીરે;
દુનિયાની દૃષ્ટિથી ન્યારો, સ તો જોતા જાગી . બન્યો૦ ૧૫
માયા, બ્રહ્મસ્વરૂપી થઈને, મારી સાથે રહેતીરે,
મારા મહિમાને તે ગાતી, ગાફલને દુઃખ દેતી બન્યો૦ ૧૬
અસ ખ્ય વેદો અને પુરાણો, ગીતાઓ મુજ ગાતીરે
કુરાન બાઈબલ મુજને ગાતાં, વાણી પાર ન પાતી બન્યો૦ ૧૭
પૃથ્વી સાગર શશી ભાનુ સહુ, મુજ આજ્ઞાએ ચાલેરે,
અભેદભાવે સહુમાં હુ છુ, મુજમા જગ સહુ મ્હાલે બન્યો૦ ૧૮
મુજથી અભેદભાવે વર્તે, મુજને તે કઈ જાણે રે,
મરે નહીં તે માર્યા કોના, માયાના સહુ બાણે. બન્યો૦ ૧૯
મારી કહેણી રહેણીથી સહુ, દુનિયા રહેશે ન્યારીરે;
મરજીવાઓ મગી થાવે, કાયર જાતા હારી . .બન્યો૦ ૨૦
મનને આતમમાં લય કરતાં, દુનિયા સહુ ભૂલાઇરે,
બુદ્ધિસાગર જાગતાં ઘટ, નજરે ભવ ન આઇ.. બન્યો૦ ૨૧



# મહાવીરપ્રભુની વ્યાપકપૂજા.

( હરિગીત. )

પૂજું મહાવીર દેવને, શ્રી સદ્ગુરૂને ભાવથી;
પૂજું વપુસ્થિત આત્મને, પરમાત્મસત્તાદાવથી.
જેથી સકળ સમજાય, એવા જ્ઞાનને પ્રેમે નમું,
પૂજું સદા ઉપકારીને, મન ઈન્દ્રિઓ પ્રેમે દમું. ૧
પૂજું સદા મન વાણીથી, પંચેન્દ્રિયોને પ્રેમથી;
આત્મોન્નતિનાં સાધનો, નિમિત્ત કારણ નેમથી.
પૂજું વપુને પ્રેમથી, જેથી ચઢાતું આગળે;
પરમાર્થ સ્વાર્થિક કાર્યની,-સિદ્ધિજ કાયાના બળે. ૨
મન વાણીને કાયાથકી, આત્મોન્નતિ સિદ્ધિ થતી;
પ્રકૃતિને પ્રેમે નમું, જેના બળે આત્મોન્નતિ.
આત્મોન્નતિક્રમશ્રેણિના,-આરોહમાં કર્મો બળી;
સમ્યક્ત્વ પ્રકટ્યા પાછલે, જાતા અનુક્રમથી ટળી. ૩
પૂજું પ્રથમ સહુ દુઃખને, જે શિક્ષકો જેવાં થયાં;
સુખનો અનુભવ આપવા, નિમિત્ત કારણ થૈ ગયાં.
નિરૂપાધિ આત્મિક સુખ સ્મરી, પૂજું હૃદયના નેહથી;
જે આત્મભાવે અનુભવ્યું, ભાસ્યું જ જુદું દેહથી. ૪
પૂજું પ્રથમ સહુ દુર્જનોને, દુષ્ટશત્રુવૃન્દને;
ભૂલો બતાવે દુઃખદઈ, આગળ ચઢાવે મંદને.
સહુ સજ્જનોને પૂજતાં, આતમ વિકસિયો સદ્ગુણે;
એ સંત લોકો દેવ છે, સાકારપ્રભુઓ જળહળે. ૫

મિથ્યાત્વને પૂજુ પ્રથમ, સમ્યકત્વમાં કારણ થયુ;
સમ્યકત્વને પૂજુ અહો, જેનાથી મિથ્યાતમ ગયુ
સહુ અસ્તિનાસ્તિધર્મમહીં, વ્યષ્ટિ સમષ્ટિ જગ નમુ,
મુજ આત્મમાં સહુ વિશ્વ છે, એ આત્મરૂપે પરિણમું ૬
સહુ વિશ્વ છે આતમવિષે ને, વિશ્વમાં આતમ રહ્યો,
સ્યાદસ્તિનાસ્તિદૃષ્ટિએ, આતમ સકલમય સદ્દહ્યો.
દિલ્દાર આતમ પૂજતાં, નહીં પૂજ્ય કો બાકી રહ્યુ;
આતમપ્રભુને પૂજતાં, દર્શન અનુભવ સુખ થયુ ૭
શુદ્ધાત્મમહાવીર દિલ રહ્યો, પોતેજ પૂજુ પ્રેમથી;
પૂજ્ય પોતે પ્રેમથી, જ્યાં કહેવુ કરવુ કંઈ નથી
કર્તાદિષટ્કારમયી, નિગુણ જે વ્યાપક જગધણી,
એવી અભેદે પૂજના, કીની નિહાળ્યા જગમણિ. ૮
બ્રહ્માંડ મહુ રચના અહો, નિજપિંડમાં જાણી ખરી,
સહુ પૂજ્યપૂજક ભાવના, વ્યવહારભકત્યા અનુસરી.
પૂર્વોકત પૂજા એહવી તે, જૈનધર્મને વ્યવહર્યો,
બુદ્ધયબ્ધિ સદ્ગુરૂ પૂજતાં, આનંદ મંગળતા વર્યો. ૯

---

## પ્રભુ મહાવીર યાદી.

શુદ્ધાત્મમહાવીર દેવયાદી, તુજારી દિલમાં પળી,
ધ્યાને થયો તું ધ્યેયને, જાગ્યો હૃદયમાં જગધણી
યાદી પ્રભો તુજ પળપળે, બીજુ ન રૂચે તુજવિના,
જયજય પ્રભો મહાવીર જિન, શુદ્ધાત્મ તેજે શોભના ૧

યાદીબળે પ્રત્યક્ષ થૈ, દર્શન કરાવ્યાં તેં વિભો;
સાકાર નિરાકારરૂપે, દર્શને દેખ્યા પ્રભો.

દર્શન આપોઆપનાં,-નિશ્ચયનયે નિજદૃષ્ટિથી;
પ્રત્યક્ષ દેખે યાદી શું ? પરોક્ષદૃષ્ટિ સૃષ્ટિથી. ૨

સહુ જાતના શાસ્ત્રોતણી,-વાચન પ્રવૃત્તિ નહિં રહી;
પ્રત્યક્ષમાં સંદેહ શો ? પ્રત્યક્ષ દર્શનથી સહી.

પ્રત્યક્ષ આપોઆપ મહાવીર, સર્વભાવે પેખિયા;
પ્રત્યક્ષ મહાવીર જગધણી, સહુરૂપથી જગ દેખિયા. ૩

ત્રણ કાલનાં સહુ જીવનાં, નામોજ રૂપો જેહ છે;
શ્રી વીરપ્રભુના નામને,-રૂપો જ આત્મિક એહ છે.

જે ભાવથી વીર સેવિયા, તે ભાવથી મુજને મળ્યા;
જેનીજ જેવી દૃષ્ટિ, તેને, તેજરૂપે જગ ફળ્યા. ૪

મહાવીર પ્રભુને ધ્યાવતાં, મહાવીરરૂપે ભાસિયા;
પ્રત્યક્ષમાં યાદી નહીં, આપોજઆપ પ્રકાશિયા.

પ્રત્યક્ષં દીઠા જ્યોતિના,-સાગર, પ્રભુ વ્યાપક સદા;
તલભાર ભ્રમણા નહિ રહી, આત્મપ્રભુ નિરખે મુદા. ૫

ગાવુંજ આપોઆપને, ધ્યાવુંજ આપોઆપને;
યાદીજ આપોઆપની, ભૂલ્યાજ મોહ વિલાપને.

માનવ જીવનમાં આત્મનું,-જીવન મઝાનું અનુભવ્યું;
પરોક્ષ યાદીએ સહી, આત્મિકસુખને ઉઝવ્યું. ૬

પ્રત્યક્ષ અનુભવ જ્ઞાનને, દર્શન થકી મૃત્યુ ટળ્યું;
આવિર્ભાવે અમરતા, સ્વાતંત્ર્ય પદ ઘટમાં મળ્યું.

સાક્ષી ન બીજાની રહી, આપોજઆપ પ્રકાશતાં;
તર્કો ટળ્યા સંશય સહુ, અનુભવબળેજ વિલાસતાં. ૭

લૌકિક સંજ્ઞાઓ ટળી, નિજ આત્મસંજ્ઞા અનુભવે,
દિશિ દેખાડે શાસ્ત્રગણ,-પણ શાસ્ત્ર સંજ્ઞા નહિ હવે
તુજ યાદીમા જે હેતુઓ, ઉપકાર તેઓનો થયો,
ગુર્વાદિના અવલંબને, શુદ્ધાત્મભાવે ઉમહ્યો ૮

પ્રત્યક્ષ સદ્ગુરૂ દેવ, શુદ્ધાતમ મહાવીર એકતા;
એ આત્મસત્તાએ લહી, રસ પામતા થૈ લીનતા
પરબ્રહ્મ આનંદ રસ લહ્યો, બાકી ન બીજો રસ રહ્યા,
પ્રભો ! બુદ્ધિસાગર તુજ થયો, તુજ જીવન રસમાં ગહગયો. ૯

## શુદ્ધપરબ્રહ્મમહાવીરપ્રભુનો સર્વવિશ્વપ્રતિ સંદેશ.

( કવ્વાલિ )

જગત્ના સર્વ લોકોને,-અમારો ધર્મ સંદેશો,
પરસ્પરમાં મ્હને દેખી, પરસ્પર આત્મવત વર્તો ૧
પરસ્પર સર્વ જીવોમા, મ્હને દેખી કરો પ્રીતિ,
પરસ્પર સ્હાય કરવામા, થતી મુજ ભક્તિને સેવા ૨
ગણો ના જાતિના ભેદજ, ગણો ના ધર્મભેદોને,
અહિંસા સત્ય સંયમથી, પરસ્પર શાંતિને રચો ૩
ત્યજો જાહું સહો સારુ, બુરૂ ના અન્યનુ ચાહો,
વિશુદ્ધપ્રેમભક્તિએ, મળી સહુ ચાલજો લોકો. ૪
ખરી જે ભક્તિ કરનારા, રહુ તેનાજ દીલમાંહી;
મ્હને જે ભાવથી સેવે, બને તેવા તમે લોકો ૫

પરસ્પર ભેદ ક્લેશોને, ત્યજી સુસંપથી વર્તો,
ત્યજી અન્યાયીસત્તાઓ, પ્રવર્તો સત્યનીતિથી. ૬

કરો સંગત સુસંતોની, અસત્સંગત ત્યજી દેશો,
ગરીબોની ચઢો વ્હારે, પશુઓ પંખીઓ રક્ષો. ૭

વિચરતા સત્યના પંથે, ડરો ના મૃત્યુ પણ થાતાં,
સહો અન્યાય નહિ ક્યારે, ત્યજો પાખંડ જૂલમોને. ૮

ભલામાં ભાગ લેવાને, કરો સ્વાર્પણ ભલાભાવે,
દિલાસો દુઃખીઓને દ્યો, પ્રમાણિકતા સદા ધારો. ૯

ત્યજો દુર્બુદ્ધિને વેગે, ભજો સદ્બુદ્ધિને ભાવે;
દયાની વૃત્તિ ધારીને, અશક્તોની કરો રક્ષા. ૧૦

સહાયક સર્વજીવોનો,–સદા છું સત્યભક્તિએ,
કરો નિર્મોહથી કાર્યો, કરી સ્વાર્પણ મ્હને સઘળું. ૧૧

ધરી વિશ્વાસ મુજમાંહી, ધરીને પ્રીતિ મુજમાંહી,
ધરીને આત્મની શ્રદ્ધા, ધરોને કહેણી સમ રહેણી. ૧૨

શુભાશુભ બુદ્ધિવણ વર્તો, ધરીને શુદ્ધબુદ્ધિને,
અભેદી થાઓ મુજ સાથે, તથા મુજ વિશ્વની સાથે. ૧૩

કરો શુભ દાન યોગ્ય જ તે, બુરામાં ભાગ નહિ લેતા,
શમાવો પ્રેમથી વૈરો, બની વીરો ક્ષમા ધારો. ૧૪

કરોને ભક્તિ સંતોની, ગુણોના રાગને ધારો,
હણો દુર્ગુણ પ્રગટતા સહુ, ગુલામીભાવને ટાળો. ૧૫

સહનતા એ પરમતપ છે, રહો ના મોહના તાબે,
રહો ના ઇન્દ્રિ મન વશમાં, મળો સૌને ખરા પ્રેમે. ૧૬

લડો ના દેશના ભેદે, લડો ના ક્ષુદ્ર મત પન્થે,
જગત્‌ના સર્વજીવોને,–ગણો મ્હારા સમા મારે. ૧૭

અસત્ વ્હેમો ત્યજી દેશો, નિવારો દ્વેષબુદ્ધિને,
ખરા આનંદની શ્રદ્ધા, ધરી આત્માવિષે રહેશો ૧૮

ત્યજી ચોરી વ્યભિચાર જ, સુરાને માંસ પરિહારી,
સુપાત્રે દાન ઘો ભાવે, કર્મને સ્વાધિકારે સહુ ૧૯

પ્રભુ હું છું જગત્ સ્વામી, કથ્યો સદેશ દુનિયાને,
પ્રવર્તો બોધ અનુસારે, પ્રભુપદ પામશો નક્કી ૨૦

પ્રભુ મહાવીર સદેશો, સુણાવ્યો વિશ્વ લોકોને,
બુદ્ધયબ્ધિ આત્મસદ્ભાવે, પ્રવર્તે તે પ્રભુ થાતો ૨૧

